Macmillan's Series of Text Books
for Indian Schools

# ELEMENTARY GRAMMAR
## OF THE
# GUJARATI LANGUAGE
## PART 1

'OR USE IN STANDARD IV OF PRIMARY SCHOOLS

BY

RÂO BAHÂDUR KAMALÂSHANKAR
PRÂṆSHANKAR TRIVEDÎ, B. A.,

*Retired Principal, P. R. Training College, AHMEDABAD*

AND

*Bombay University Examiner in Gujarati*

# ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ
## ભાગ ૧લો

મિક શાળાના ચોથા ધોરણ તથા એ વિષયના આરંભક શિષ્યો માટે

કર્તા

રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના વાનપ્રસ્થ પ્રિન્સિપલ

અને

મુંબઈ યુનિવર્સિટિના ગુજરાતીના પરીક્ષક

MACMILLAN AND CO., LIMITED,
BOMBAY, CALCUTTA, MADRAS, AND LONDON

1919

CE 0-3-0 કિંમત ૦-૩-૦

Macmillan's Series of Text Books
for Indian Schools

# ELEMENTARY GRAMMAR
## OF THE
# GUJARATI LANGUAGE
## PART 1

FOR USE IN STANDARD IV OF PRIMARY SCHOOLS

BY

RÂO BAHÂDUR KAMALÂSHANKAR
PRÂṆSHANKAR TRIVEDÎ, B. A.,
*Retired Principal, P. R. Training College, AHMEDABAD*
AND
*Bombay University Examiner in Gujarati*

# ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ
## ભાગ ૧લો

પ્રાથમિક શાળાના ચોથા ધોરણ તથા એ વિષયના આરંભક શિષ્યો માટે

કર્તા

રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,
પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના વાનપ્રસ્થ પ્રિન્સિપલ
અને
મુંબઈ યુનિવર્સિટિના ગુજરાતીના પરીક્ષક

MACMILLAN AND CO., LIMITED,
BOMBAY, CALCUTTA, MADRAS, AND LONDON
1919

PRICE 0-3-0 કિંમત ૦-૩-૦

તૈયાર છે:—

ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ

પૃ. સુમારે ૬૦૦

કિંમત રૂ. ૩-૮-૦.



Printed by Manilal Itcharam Desai at

**THE GUJARATI PRINTING PRESS,**

SASSOON BUILDINGS, CIRCLE, FORT,

BOMBAY.

# અનુક્રમણિકા



## ભાગ ૧લો

# પ્રસ્તાવના



"ગુજરાતી ભાષાનું ખરૂં વ્યાકરણ જોઈએ તેવું થયું નથી. આ વ્યાકરણના કર્તાએ પોતાના અલ્પ સામર્થ્યે પ્રમાણે કેવળ દિશા દેખાડેલી છે; કોઈ દેશી પંડિત નવું વ્યાકરણ રચીને ભાષાને તેજીષ્ટ* કરે એવી આશા તે રાખે છે"–આ શબ્દો લખ્યાને રેવરન્ડ ટેલરને પચાસેક વર્ષ થવા આવ્યાં છે; પરંતુ ગુજરાતી ભાષામાં શિષ્ટ વ્યાકરણની ખોટ હજી પુરાઈ નથી. આપણી ભાષાના વાઙ્મયની આ ન્યૂનતા તરફ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ, ગુજરાતી સાહિત્યપરિષદ્, ફોર્બ્સ ભંડોળમંડળ, તેમજ ઇતર વિદ્વદ્વર્ગનું ધ્યાન આકર્ષાયું છે.

એક સારૂં વ્યાકરણ તૈયાર કરવા પ્રાથમિક શાળાના શિક્ષકો અને ભાષાના અન્ય પ્રેમી અને પોષકો તરફથી મને અનેક વાર કહેવામાં આવ્યું છે. એ કામ યથાશક્તિ કરી ભાષાને સમૃદ્ધ અને સંસ્કારી કરવી, એવી મારી પણ ઇચ્છા હતી. પરંતુ સરકારી નોકરીમાં હતો ત્યાંસુધી ટ્રેનિંગ કૉલેજ જેવી અદ્વિતીય સંસ્થાની વ્યવસ્થા અને શિક્ષણના ભારે અને જવાબદારીભરેલા વ્યાપારમાં તેમજ રાજકીય સંસ્કૃતપુસ્તકમાલામાં કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું કામ મેં માથે લીધેલું તે પૂરૂં કરવામાં, તથા પ્રસંગોપાત્ત અન્ય સાહિત્યસેવા કરવાના કામમાં રોકાયલો હોવાથી આ કામ અત્યારસુધી થઈ શક્યું નથી. પરંતુ 'ભેદ અને પ્રયોગ,' 'વિભક્તિના અર્થ,' 'વાક્યપૃથક્કરણ,' 'જોડણી', વગેરે વ્યાકરણના કેટલાક કૂટ પ્રશ્નો સંબંધી 'ગુજરાતશાળાપત્ર'માં મારા વિચારો વખતે વખતે દર્શાવ્યા હતા; તેમજ પાંચમી ગુજરાતી સાહિત્ય-પરિષદ્‌ને માટે 'કારકમીમાંસા'નો લેખ પણ તૈયાર કર્યો હતો.

ચારેક માસ ઉપર વડોદરા રાજ્યના વિદ્યાધિકારી રા૦ એ. એમ. મસાણીએ રાજ્યની શાળામાં ચાલતાં, રાજ્ય તરફથી પ્રસિદ્ધ થયલાં,

---

* શુદ્ધ શબ્દ તેજિષ્ઠ છે.

એ વ્યાકરણોમાં સુધારોવધારો કરી આપવા મને કહ્યું. મેં જોયું કે એ વ્યાકરણોમાં સુધારો કરવા કરતાં તદ્દન નવીન લખવાં એ વધારે સારૂં છે. આ ઉપરથી કેન્દ્રાનુસારી પદ્ધતિ પર વ્યાકરણનાં ત્રણ પુસ્તકો રચવાની મેં યોજના કરી.

એ યોજનાનું આ પ્રથમ પુસ્તક છે. એના બે ભાગ કર્યાં છે. પહેલા ભાગમાં સ્થૂલ દૃષ્ટિથી પદચ્છેદ વિષે વિવેચન કર્યું છે તથા સાદા વાક્યનું પૃથક્કરણ કરવાની રીત દર્શાવી છે. આ ભાગ પ્રાથમિક શાળાના ચોથા ધોરણના શિષ્યો તથા એ વિષયના આરંભ કરનારા બીજા શિષ્યો માટે છે. સારાં પુસ્તકોને અભાવે અને શિક્ષકના અજ્ઞાનને લીધે વ્યાકરણનો વિષય એવી કઢંગી રીતે શિખવવામાં આવે છે કે શિષ્યવર્ગને તે કંટાળારૂપ થઈ પડે છે. ભાષાનું સારૂં જ્ઞાન મેળવવામાં તથા શુદ્ધ અને સંસ્કારી ભાષા લખવામાં વ્યાકરણનો અભ્યાસ કેવો આવશ્યક છે તે, શિષ્યના સમજવામાં આવતું નથી. શિક્ષકો ને શિષ્યો 'પદચ્છેદ' જેવા પારિભાષિક શબ્દો વાપરે છે તેના અર્થની તેમને કંઈક ઝાંખી થયલી જણાય છે; પરંતુ સંજ્ઞાશબ્દો કેવા અન્વર્થ છે અને તેમાં કેવો ચમત્કાર રહેલો છે તેનું જ્ઞાન તેમને હોય એમ ભાગ્યેજ જણાય છે. ઘણા શિક્ષકોમાં આવા જ્ઞાનની ખામીને લીધે શિષ્યોને તેઓ એ વિષય રસિક કરી શકતા નથી. આ કારણથી આ પુસ્તકના બંને ભાગો એવી રીતે રચેલા છે કે શિક્ષકને એ વિષયનું શિક્ષણ કઈ પદ્ધતિએ આપવું તેનું કંઈક ભાન થાય. બીજા ભાગમાં પદો વિષે વિશેષ વિચાર દર્શાવ્યો છે અને વાક્યપૃથક્કરણમાં મિશ્ર અને સંયુક્ત વાક્યોનું વિવરણ કર્યું છે. આ પ્રમાણે આ ભાગમાં પદવિચાર (Accidence) અને વાક્યવિચાર (Syntax and Analysis)-નાં મૂળતત્ત્વો આવી જાય છે. એ ભાગ પ્રાથમિક શાળાના પાંચમા ધોરણના અભ્યાસક્રમને અનુસરતો છે. શિષ્યવર્ગની સગવડ ખાતર 'લઘુ વ્યાકરણ'ના એ બે ભાગો જુદા પ્રસિદ્ધ કર્યા છે.

'ગુજરાતી ભાષાના મધ્ય વ્યાકરણ' નામના દ્વિતીય પુસ્તકમાં

વ્યાકરણના દરેક વિષયને લગતી વિશેષ હકીકત પૂરી પાડવાનો ઉદ્દેશ છે. એ પુસ્તક પ્રાથમિક શાળાનાં ઊંચાં ધોરણો–છટ્ઠા તથા સાતમા–તથા માધ્યમિક અંગ્રેજી–ગુજરાતી શાળાઓના અને ઊંચી શાળાઓ–(હાઇ સ્કૂલો) ના વિદ્યાર્થીઓને ઉપયોગી થશે, એવી આશા છે.

'ગુજરાતી ભાષાના બૃહદ્ વ્યાકરણ' નામના તૃતીય પુસ્તકમાં વ્યાકરણને લગતી તમામ હકીકતનો સમાવેશ કરવામાં આવશે. ટ્રેનિંગ કૉલેજના ત્રણે વર્ષના વિદ્યાર્થીઓને તથા હાઇ સ્કૂલોનાં ઊંચાં ધોરણોના વિદ્યાર્થીઓને તેમજ ભાષાના અન્ય પ્રેમીઓને તે કામનું થશે.

પ્રાથમિક ગુજરાતી શાળાઓમાં હાલ વપરાતું 'ગુજરાતી ભાષાનું વ્યાકરણ' મારા અધ્યક્ષપણા નીચે તે વખતના મારા ઍસિસ્ટન્ટ રા. ગંગાશંકર મણિશંકર વૈષ્ણવે તૈયાર કર્યું છે. એમાં આપેલી શૈલી મારી છે. મેં વિષયવાર યોજના તૈયાર કરી મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન પર મોકલી આપી અને તેમની પસંદગી મેળવી તેને અનુસરતું પુસ્તક મારી દેખરેખ નીચે રા. વૈષ્ણવ પાસે તૈયાર કરાવ્યું. આ પુસ્તક કૉલેજની પ્રૅક્ટિસિંગ સ્કૂલમાં ચાલતું. તેના શિક્ષણસમયે તેમજ કથિત પાઠ મારા જોવામાં આવતા તે સમયે મને એમ માલમ પડ્યું કે વાક્યપૃથક્કરણનો વિષય આરંભમાં લઈ તેની મારફત પદચ્છેદનું જ્ઞાન આપવાથી શિષ્યને ઘણી વાર ગુંચવણ થાય છે. અમુક શબ્દનું પદચ્છેદ કરવાનો પ્રશ્ન પૂછીએ ત્યારે તે ઉદ્દેશ્ય છે કે ક્રિયાપૂરક છે, કે ઉદ્દેશ્યનો કે વિધેયનો વર્ધક છે, એવી વાક્યપૃથક્કરણની પરિભાષા તે વાપરે છે. આ ગુંચવણ દૂર કરવા, તેમજ એ પુસ્તક રચાયું ત્યારપછી પ્રાથમિક શાળાનાં ધોરણોમાં વ્યાકરણના અભ્યાસક્રમમાં ફેરફાર થયો છે, તે ક્રમને અનુસારી પુસ્તક રચવાનો ઉદ્દેશ લક્ષમાં રાખી એ વિષય પર વધારે ખુલાસાથી વિગત આપવા, આ પ્રથમ પુસ્તક તૈયાર કર્યું છે.

એમાં વાક્યપૃથક્કરણનો વિષય દરેક ભાગને અન્તે આપ્યો છે. વ્યાકરણ શિખવવામાં પૃથક્કરણની પદ્ધતિ ઇષ્ટ અને યોગ્ય છે અને

આરંભક શિષ્યને એ હિતકારક થાય છે, તેથી એ પદ્ધતિથી આ પુસ્તક રચ્યું છે. વળી નવું શિખવવાનું શરૂ કરતા પહેલાં શિખવેલી બાબત મન પર ઠસી છે કે નહિ તેની ખાતરી કરવી એ શૈલી તરફ શિક્ષકનું લક્ષ ખેંચ્યું છે. સ્થળે સ્થળે શિખવેલી બાબતોનું પુનરાવર્તન કરી આગળ ચલાવ્યું છે.

પ્રથમ, વિષયનું સ્થૂળ દૃષ્ટિથી વિવેચન કરવું, પછી, તેજ વિષયનું વધારે વિગતવાર વિવરણ કરવું, ત્યારપછી, સૂક્ષ્મ દૃષ્ટિથી, ને છેવટે, સૂક્ષ્મતર દૃષ્ટિથી સંપૂર્ણ વર્ણન કરવું, એ કેન્દ્રાનુસારી પદ્ધતિ કહેવાય છે. હાલમાં એ પદ્ધતિને અવલંબીને ઘણાં પુસ્તકો રચાય છે. એ પદ્ધતિમાં એકના એક વિષયનું જુદે જુદે પ્રકારે અને જુદી જુદી શૈલીએ પુનરાવર્તન થાય છે અને તેનીજ સાથે વિષયના સંબંધમાં વધારે વિસ્તૃત જ્ઞાન આપવામાં આવે છે. વ્યાકરણ જેવા વિષયમાં એ પદ્ધતિ ખાસ ઉપયોગી છે. વિષયનો સંસ્કાર મન પર દૃઢ કરવા માટે પુનરાવર્તન આવશ્યક છે અને તે ભિન્ન પ્રકારે, પ્રસંગે, અને શૈલીમાં તથા વાક્યોમાં થવાથી રસની ક્ષતિ થતી નથી અને કંટાળો ઉત્પન્ન થતો નથી.

હવાડીઓ ચકલો,<br>સુરત<br>જાન્યુઆરિ ૧૯૧૬

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

# ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ

## ભાગ ૧લો

### પાઠ ૧લો

### અક્ષરવિચાર

દરેક માણસ પોતાની ભાષા બોલતાં બાળપણમાં શીખે છે. તમે પણ તમારી ભાષા બોલતાં એજ પ્રમાણે શીખ્યા છો. ભાષા બોલતાં આમ આવડે છે, તોપણ તે બોલવામાં ને લખવામાં ભૂલ ન થાય અને તેનો અર્થ બરાબર સમજાય તેને માટે વ્યાકરણના જ્ઞાનની જરૂર છે. એ જરૂરનું જ્ઞાન આ નાના પુસ્તકમાં આપવાની કોશીશ કરી છે. સહેજ મન ઘાલીને વાંચશો તો આ ચોપડી તમે તમારી મેળે સમજશો.

ગુજરાતી ભાષાના અક્ષરો અને તેના બે ભાગ તો તમે જાણો છો. તે નીચે પ્રમાણે છેઃ—

(૧) અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ

(૨) ક્, ખ્, ગ્, ઘ્, ઙ્; ચ્, છ્, જ્, ઝ્, ઞ્; ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્; ત્, થ્, દ્, ધ્, ન્; પ્, ફ્, બ્, ભ્, મ્; ય્, ર્, લ્, વ્; શ્, ષ્, સ્; હ્, ળ્

(૧) માં આપેલા 'અ'થી 'ઔ' સુધીના બધા અક્ષરો એકલા એની મેળે બોલી શકાય છે, માટે એને **સ્વર** કહે છે.

અ, ઇ, ઉ–એ ટુંકા બોલાય છે; માટે એ **હ્રસ્વ સ્વર** કહેવાય છે.

આ, ઈ, ઊ–એને બોલતાં લંબાવવા પડે છે; માટે એ **દીર્ઘ સ્વર** કહેવાય છે. અ નું દીર્ઘ રૂપ આ, ઇ નું ઈ, અને ઉ નું ઊ છે.

એ, ઐ, ઓ, ઔ—એ પણ દીર્ઘ સ્વર છે. એને શા માટે દીર્ઘ કહે છે તે આગળ સમજાશે.

(૨) માં આપેલા 'ક્' થી 'ળ્' સુધીના બધા અક્ષરો એકલા એની મેળે બોલી શકાતા નથી.

જગત્, અકસ્માત્, ભગવાન્—આવા આખા બોલોમાં છેલ્લા અક્ષરો ત્, ન્ બોલી શકાય છે; પણ એવા અક્ષરો એકલા બોલી શકાતા નથી.

ક (ક્+અ); કા (ક્+આ); કિ (ક્+ઇ), કી (ક્+ઈ); કુ (ક્+ઉ); કૂ (ક્+ઊ); કે (ક્+એ); કૈ (ક્+ઐ); કો (ક્+ઓ); કૌ (ક્+ઔ)—આ પ્રમાણે સ્વરો મેળવવાથી 'ક્'થી 'ળ્' સુધીના અક્ષરો બોલી શકાય છે; માટે તેને **વ્યંજન** કહે છે.

કં (ક્+અ+ ં)—ક ને માથે ં મૂક્યું છે તેને **અનુસ્વાર** કહે છે અને કઃ (ક્+અ+ઃ)—ક ની આગળ ઃ મૂક્યાં છે તેને **વિસર્ગ** કહે છે.

દાંત, હીંગ, ભુંડું, ફેંકવું, ઢોંગ, વગેરેમાં અનુક્રમે આ, ઈ, ઉ, એ, ને ઓ ની પછી અનુસ્વાર છે.

'દુઃખ'માં ઉ ની પછી વિસર્ગ છે.

આ ઉપરથી સમજાશે કે કોઈ પણ સ્વરને માથે અનુસ્વાર આવી શકે છે તેમજ કોઈ પણ સ્વરની પછી વિસર્ગ આવી શકે છે.

અનુસ્વાર અને વિસર્ગ **સ્વરનીજ પછી** આવે છે, વ્યંજનની પછી આવી શકતાં નથી.

સ્વર અક્ષરો એની મેળે બોલાય છે; વ્યંજન અક્ષરો સ્વરની મદદ વિના બોલાતા નથી. જે મેળે બોલી શકાતા નથી તે ટુંકા કે લાંબા ક્યાંથી બોલાય? માટે હ્રસ્વ અને દીર્ઘ, એ સ્વરનાજ વિભાગ છે, વ્યંજનના નહિ. સ્વરજ હ્રસ્વ અને દીર્ઘ કહેવાય છે, વ્યંજન નહિ.

ક, કા, કિ, કી, કુ, કૂ, કે, કૈ, કો, કૌ, કં, કઃ—આમાં ક્ વ્યંજનની સાથે અ, આ, વગેરે સ્વરો મળ્યા છે. એ બાર અક્ષર છે, માટે એને ક ની બારાખડી (બાર અક્ષરી) કહે છે. 'ક ને કંઈ નહિ ક', એમ

બોલવામાં આવે છે, તેનો અર્થ એવો છે કે ક ની આગળ કાનો (ા), અજ્જુ (િ,ી), વરડુ (ુ, ૂ), માત્રા (ે, ૈ), કાનો માત્રા (ો, ૌ), માથે મીંડું (ં), કે આગળ બે મીંડાં (:), એમાંનું એકે ચિહ્ન નથી. ક્ માં અ મળીને ક થયો છે, માટે 'ક ને કંઈ નહિ ક'—એનો અર્થ ક્ માં કંઈ મળ્યું નથી, એમ સમજવાનો નથી; પણ ક ની આગળ કાનો, અજ્જુ, વગેરે કંઈ ચિહ્ન નથી, એટલોજ એનો અર્થ છે.

હિંદુ લોકોની ધર્મક્રિયાઓ જે ભાષામાં કરાવાય છે તે સંસ્કૃત ભાષા છે, તે તમે જાણતા હશો. એ ભાષા ઉપરથી આપણી ગુજરાતી, મરાઠી, વગેરે ઘણીખરી દેશી ભાષાઓ ઉતરી આવી છે. આ કારણને લીધે ગુજ-રાતી ભાષાના બંધારણને સંસ્કૃત ભાષાના બંધારણ સાથે ઘણો સંબંધ છે.

ઉપર ગણાવેલા સ્વર ઉપરાંત સંસ્કૃતમાં નીચેના ત્રણ સ્વરો છે:—

ॠ, ऌ, અને ॡ, ऌ નું દીર્ઘ રૂપ નથી.

આ ત્રણમાંનો ઋ ગુજરાતીમાં વપરાય છે. અગાઉ એને બદલે લોકો રૂ લખતા; પણ દિવસે દિવસે જ્ઞાન વધતું જવાથી, હવે સંસ્કૃત શબ્દોમાં ઋ લખાતો થયો છે. ઋતુ (રુત), ઋષિ, કૃષ્ણ—એમાં ઋ છે. ૠ (દીર્ઘ) અને ऌ ગુજરાતીમાં વપરાતા નથી.

ॠ, ऌ, ॡ, એ બાળબોધ અક્ષરો છે અને એ લિપિ એટલે લખ-વાની રીત બાળબોધ લિપિ કહેવાય છે. એને નાગરી કે દેવનાગરી અક્ષરો કે લિપિ પણ કહે છે.

નાગરી લિપિ તમે ત્રીજી ચોપડીમાં શીખી ગયા છો.

રુ કે રુ એ ર્ માં ઉ જોડવાથી થયો છે અને રૂ એ ર્ માં ઊ જોડવાથી થયો છે. અગાઉ ગુજરાતી ભાષામાં રૂ નોજ પ્રચાર હતો અને તેથી હ્રસ્વ રુ તેમજ દીર્ઘ રૂ બંને સમજાતા. 'લખું છું' માં 'ખું' માં હ્રસ્વ ઉ છે તેમ 'કરૂં છું' માં રૂ હ્રસ્વ રુ ને બદલે છે. 'તરુ,' 'પુરુષ,' જેવા શુદ્ધ સંસ્કૃત શબ્દોમાં હાલ હ્રસ્વ રુ લખાય છે; 'કરૂં છું' જેવા ગુજરાતી શબ્દોમાં પણ કેટલાક લેખકો હ્રસ્વ રુ (કે રુ) વાપરતા થયા છે.

**અર્ધ**, **વર્ષ**, **પ્રશ્ન**, છિદ્ર, વિચિત્ર, **બુદ્ધિ**, **આશ્ચર્ય**, ચિહ્ન, પિત્તળ, **પદ્મ**, **બ્રાહ્મણ**, સહ્યાદ્રિ, ઈર્ષ્યા, વિન્ધ્યાચળ—આમાં મોટા છાપેલા અક્ષરોમાં બે કે ત્રણ વ્યંજનો એકઠાં છે. એવા અક્ષરો જોડેલા હોવાથી **જોડાક્ષર** કહેવાય છે. વ્યંજનો સંયુક્ત એટલે જોડેલાં (એકઠાં) છે; માટે એને **સંયુક્ત વ્યંજનો** પણ કહે છે. ઉપલા શબ્દોમાં નીચેનાં સંયુક્ત વ્યંજનો છેઃ—

ર્ધ્=ર્+ધ્; ર્ષ્=ર્+ષ્; પ્ર્=પ્+ર્; શ્ન્=શ્ (શ્)+ન્; દ્ર્=દ્+ર્; ત્ર્=ત્+ર્; દ્ધ્=દ્+ધ્; શ્ચ=શ્+ચ્; ર્ય્=ર્+ય્; હ્ન્=હ્+ન્; ત્ત=ત્+ત્; દ્મ્=દ્+મ્; બ્ર્=બ્+ર્; હ્મ્=હ્+મ્; હ્ય્=હ્+ય્; દ્ર્=દ્+ર્; ર્ષ્ય્=ર્+ષ્+ય્; ન્ધ્ય્=ન્+ધ્+ય્.

જોડાક્ષરો કેવી રીતે લખાય છે તે લક્ષમાં રાખવું.

ર્ધ્, ર્ષ્, ર્ય્ માં પહેલો ર્ છે તે તેની પછીના વ્યંજન પર રેફ (ૅ) તરીકે લખાય છે; એમાં ર્ ને અનુક્રમે ધ્, ષ્, અને ય્ જોડેલા છે; પ્ર્ અને દ્ર્ માં પ્ અને દ્ ને ર જોડેલો છે તે લક્ષમાં રાખવું.

ર્ષ્ય્, ન્ધ્ય્ માં ત્રણ સંયુક્ત વ્યંજનો છે.

વૃક્ષમાં 'ક્ષ્' છે તે 'ક્+ષ્' છે અને જ્ઞાનમાં 'જ્ઞ્' છે તે 'જ્+ઞ્' છે.

બીજા જોડાક્ષરોની પેઠે ક્ષ્ ને જ્ઞ્ માં કયાં કયાં વ્યંજનો છે તે લખાણમાં ખુલ્લું જણાતું નથી; પરંતુ ઉચ્ચારમાં સમજાશે. ક્ ને ષ્ નો ભેગો ઉચ્ચાર ક્ષ્ જેવો અને જ્ ને ઞ્ નો જ્ઞ્ જેવો થાય છે.

આ જોડાક્ષરોની પેઠે પૃ૦ ૯માં ગણાવેલા સ્વરોમાં તેમજ વ્યંજનોમાં અક્ષરો જોડેલા નથી; માટે એ **મૂળાક્ષરો** કહેવાય છે. **ઋ**, **ૠ**, અને ૡ પણ મૂળાક્ષરો છે.

ક, કા, કિ, વગેરે બારાખડીમાં આપેલા અક્ષરોમાં વ્યંજનમાં સ્વર મળેલા છે; એ જોડાક્ષર કહેવાતા નથી.

**બે કે વધારે વ્યંજનો ભેગાં થાય તે ભેગા થયલાં વ્યંજનો જોડાક્ષર કે સંયુક્ત વ્યંજન કહેવાય છે. 'જોડાક્ષર'માં 'અક્ષર'નો અર્થ વ્યંજન સમજવો.**

# પાઠ ૨જો

## શબ્દ અને વાક્ય

અક્ષરોને ગમે તેમ એકઠા કરવાથી કંઈ અર્થ સમજાતો નથી. કખ, કટ, ગબ—આમ ગમે તેમ અક્ષરો સાથે બોલવાથી કે લખવાથી અર્થ નીકળતો નથી.

વન, મગ, ગજ, કમળ, પરગણુ—આમ અક્ષરો એકઠા થવાથી જે અક્ષરોનો અર્થ સમજાય, તે સામટા અક્ષરોને **શબ્દ** કહે છે.

જેમ અક્ષરોને ગમે તેમ ભેગા કરવાથી અર્થ નીકળતો નથી, તેમ શબ્દોને પણ મરજીમાં આવે તેમ સાથે લખવાથી તેમાંથી કંઈ અર્થ સમજાતો નથી, તે નીચેના પહેલા ખાનામાંથી સમજાશે.

| | |
|---|---|
| (૧) છોકરો ચોપડી | (૧) છોકરાની ચોપડી |
| (૨) ગામ નીકળી | (૨) ગામમાંથી નીકળી |

પહેલા ખાનામાં લખેલા શબ્દો સંબંધ વિના ગમે તેમ મૂક્યા છે, તેથી તેમાંથી અર્થ નીકળતો નથી. એ શબ્દોને બીજા ખાનામાં આપ્યા છે તેમ બોલીએ કે લખીએ તો અર્થ નીકળે છે. આ પ્રમાણે શબ્દો એક બીજા સાથે જોડાય છે ત્યારેજ તેમાંથી અર્થ નીકળે છે. એ શબ્દો કેવી રીતે જોડાય છે તે આપણે વ્યાકરણથી શીખીએ છીએ.

વધારે વિચાર કરતાં માલમ પડશે કે ઉપરના બીજા ખાનામાં આપેલા શબ્દસમુદાયમાંથી (એક બીજા સાથે જોડેલા શબ્દોમાંથી) અર્થ નીકળે છે; પણ તે અધુરો અર્થ છે, પૂરો નથી.

| શબ્દસમુદાય | અર્થ કેવી રીતે અધુરો છે? | અર્થ કેવી રીતે પૂરો કરી શકાય? |
|---|---|---|
| ગામમાંથી નીકળી | શું થયું? | ગામમાંથી નીકળી છોકરો **નાઠો.** |
| છોકરાની ચોપડી | તેનું શું? | છોકરાની ચોપડી **ફાટી ગઈ.** |
| મોટો થતાં | શું થયું? | મોટો થતાં તે ડાહ્યો **થયો.** |

ત્રીજા ખાનામાં શબ્દો ઉમેરી અર્થ કેમ પૂરો કરાય તે દર્શાવ્યું છે. જે શબ્દો મોટા છાપ્યા છે તેવા શબ્દોથી અર્થ પૂરો થાય છે. એ દરેક દાખલામાં એવા બીજા શબ્દો મૂકી તમે અર્થ પૂરો કરી શકશો.

જા, બેસ, ઊઠ—એમ એક શબ્દથી પણ પૂરો અર્થ સમજાય છે.

જે શબ્દ કે શબ્દસમુદાયથી પૂરો અર્થ સમજાય છે તેને **વાક્ય** કહે છે.

જા, બેસ, ઊઠ, એ શબ્દો તેમજ ૧૩મે પાને ત્રીજા ખાનામાં લખેલા શબ્દોના સમુદાયો વાક્યો છે.

હવે તમે અક્ષર, શબ્દ, શબ્દસમુદાય, અને વાક્ય, એનો અર્થ સમજ્યા હશો. અક્ષરો એકઠા થઈ અર્થ ઉપજાવે ત્યારે શબ્દો બને છે. એકથી વધારે શબ્દો સાથે હોય તો તે બધા શબ્દસમુદાય કહેવાય છે. એવા શબ્દસમુદાયમાંથી અર્થ પૂરો નીકળે કે નએ નીકળે. તેરમે પાને ૧લા ખાનાના શબ્દસમુદાયમાંથી અર્થ પૂરો સમજાતો નથી અને ૩જા ખાનાના શબ્દસમુદાયમાંથી સમજાય છે. જે શબ્દ કે શબ્દસમુદાયમાંથી પૂરો અર્થ નીકળે તે વાક્ય છે. પૂરો અર્થ ન નીકળે તો તે વાક્ય નથી. આ પ્રમાણે શબ્દ કે શબ્દસમુદાય વાક્ય હોય કે નએ હોય. 'જા,' 'તું જા'—એ વાક્યો છે. 'માણસ,' 'ખાઈને'—એ વાક્યો નથી. 'તું વહેલો ઊઠીને, નાહી ધોઈ, ફરવા જતાં'—એ ઘણા શબ્દો છે, તોપણ વાક્ય નથી, શબ્દસમુદાય છે.

વાક્યમાંના શબ્દોને વ્યાકરણમાં **પદ** કહે છે. 'ચોપડી' એ શબ્દ છે, 'લખો' એ શબ્દ છે; પણ 'ચોપડી લખો' એમ કોઈ બોલે તો તે વાક્યમાં 'ચોપડી' શબ્દ પદ છે ને 'લખો' પણ પદ છે.

પદો કેટલી જાતનાં છે અને તે વાક્યમાં એક બીજા સાથે કેવી રીતે જોડાયલાં છે, તે આપણે વ્યાકરણ શીખવાથી જાણીએ છીએ.

## પ્રશ્નો

૧. અક્ષરના કેટલા પ્રકાર છે? કયા કયા? ૨. જોડાક્ષરનું બીજું નામ શું? 'જોડાક્ષર' શબ્દમાં 'અક્ષર'નો અર્થ શો સમજવો?

૩. 'બુદ્ધિ' શબ્દમાં કયા કયા અક્ષર છે? ૪. ક્ષ્ અને ત્ર્ એ કયાં કયાં વ્યંજનોના બનેલા છે? ૫. શબ્દ અને વાકય એ બેની વચ્ચે **હમેશ** ભેદ છે? ૬. એક શબ્દનાં વાકય બનાવો. ૭. પાંચછ શબ્દો ભેગા થાય છતાં વાક્ય ન બને એવા દાખલા આપો ને તેનાં કારણ સમજાવો. ૮. 'ક ને કંઈ નહિ ક' એમ બારાખડીમાં ભણવાની રીત છે તેનો અર્થ શો? ૯. સ્વર અને વ્યંજનમાં શો ફેર છે? ૧૦. સ્વરની યાદીમાં અં ને અઃ મૂકવાં કે ન મૂકવાં? ૧૧. 'ચિહ્ન' એ શબ્દમાં કયા કયા અક્ષરો છે? ૧૨. શબ્દ અને પદનો દાખલા સાથે ભેદ બતાવો.

---

## પાઠ ૩જો
## નામ અને ક્રિયાપદ

છોકરો **જાય છે.** ગાય **ચરે છે.** ઘોડો **દોડે છે.**

આ ત્રણ વાકયો છે; કેમકે એમાંથી પૂરો અર્થ સમજાય છે. એમાંના દરેકમાં બે પદ છે. જે પદ મોટું છાપ્યું છે તે શું બતાવે છે તેનો વિચાર કરો. 'જાય છે'=જવાનું કામ કરે છે; 'ચરે છે'=ચરવાનું કામ કરે છે; અને 'દોડે છે'=દોડવાનું કામ કરે છે. એ ત્રણ પદો 'કંઈ કામ કરે છે' એમ બતાવે છે. કામને સંસ્કૃતમાં ક્રિયા કહે છે. આ પ્રમાણે એ ત્રણે પદો ક્રિયા બતાવે છે.

કેટલાક શબ્દો ક્રિયા બતાવે છે, પણ તેથી અર્થ પૂરો થતો નથી, પણ અધુરો રહે છે. અર્થ અધુરો રહે એટલે વાકય કહેવાયજ નહિ, એ તમે શીખી ગયા છો.

૧. તે છોકરો **દોડતો**—

૨. તેને **વાંચતાં**—

૩. પ્રાતઃકાળે **ઊઠીને**, દાતણ **કરીને**, અને **નાહીને**—

ઉપરના ત્રણ દાખલામાં અર્થ પૂરો થતો નથી, માટે વાકય બનતાં નથી. એમાં મોટાં છાપેલાં પદો ક્રિયા તો બતાવે છે; પરંતુ અર્થ અધુરો રહે છે.

'છોકરો **જાય છે**,' 'ગાય **ચરે છે**,' 'ઘોડો **દોડે છે**'–એમાં 'જાય છે,' 'ચરે છે,' અને 'દોડે છે,' એ ક્રિયા બતાવનારાં પદ છે અને એથી અર્થ પૂરો થાય છે.

જે પદો ક્રિયા બતાવે છે અને અર્થ પૂરો કરે છે તે **ક્રિયાપદ** કહેવાય છે.

વિચાર કરશો તો તમને માલમ પડશે કે ક્રિયાપદ વગર કોઈ પણ વાક્ય બની શકે નહિ. વાક્ય એક શબ્દનું બન્યું હોય કે બે કે વધારે શબ્દોનું બન્યું હોય; પણ બધાંમાં ક્રિયાપદ હોવાંજ જોઈએ.

'જા,' 'બેસ,' 'ઊઠ,' 'ખસ,' 'વાંચ,' 'લખ,' એ એક પદનાં બનેલાં વાકયો છે. એ એક પદ ક્રિયા બતાવે છે ને અર્થ પૂરો કરે છે, માટે ક્રિયાપદ છે.

'સૂર્ય **ઊગે છે**,' 'ચન્દ્ર **આથમે છે**,' 'તારા **પ્રકાશે છે**,' એ બે પદનાં વાકયો છે ('ઊગે છે,' 'આથમે છે,' ને 'પ્રકાશે છે,' એને એક પદ ગણ્યાં છે). એમાં મોટા અક્ષરવાળાં પદો ક્રિયાપદ છે.

'નદીમાં પુષ્કળ પાણી **વહે છે**,' એ ચાર પદવાળું વાક્ય છે; એમાં 'વહે છે' એ ક્રિયાપદ છે.

'ત્યાં માણસોનું મોટું ટોળું એકઠું થયલું–' આમાં ઘણાં પદો છે; પણ એ પદસમુદાયનું વાકય બનતું નથી; કેમકે અર્થ અધુરો છે. 'થયલું' એ થવાની ક્રિયા બતાવે છે; પરંતુ અર્થ અધુરો રહે છે, માટે એ ક્રિયાપદ નથી. અર્થ પૂરો કરવા માટે 'હતું,' 'દેખાતું હતું,' 'ઉભું હતું,'—આવાં પદો ઉમેરવાં પડે છે. એ પદો ક્રિયા બતાવી અર્થ પૂરો કરે છે, માટે ક્રિયાપદ છે.

ક્રિયાપદ વગર વાક્ય બની શકતુ નથી, માટે વાકયમાં ક્રિયાપદ એ મુખ્ય પદ છે. બીજાં પદો ક્રિયાપદની સાથે કે ક્રિયાપદની જોડે સંબંધ રાખનારાં પદોની સાથે જોડાયલાં છે, તે આગળ સમજાશે.

ક્રિયાપદ ક્રિયા બતાવે છે. ક્રિયા કંઈ એની મેળે થતી નથી. એનો કોઈ પણ કરનાર હોવો જોઈએ. નીચેનાં વાકયો તપાસોઃ—

'છોકરો **બેસે** છે,' 'નારાયણ દાખલા **ગણે** છે,' 'શિષ્ય ગુરુની આજ્ઞા **માને** છે'—આ વાક્યોમાં ક્રિયાના કરનારા કોણ છે? 'બેસે છે' ક્રિયાપદ બેસવાની ક્રિયા બતાવે છે, એ ક્રિયાનો કરનાર કોણ છે? બેસનાર કોણ છે? **છોકરો.** ત્યારે '**છોકરો**' એ ક્રિયાનો કરનાર છે. 'ગણે છે' એમાં ગણવાની ક્રિયા છે. એ ક્રિયાનો કરનાર કોણ છે? ગણનાર કોણ છે? **નારાયણ.** ત્યારે 'નારાયણ' એ ક્રિયાનો કરનાર છે. 'માને છે' માં માનવાની ક્રિયા છે અને તે ક્રિયાનો કરનાર '**શિષ્ય**' છે.

ક્રિયાના કરનાર બતાવનારાં પદો **કર્તા** કહેવાય છે. કર્તા એટલે કરનાર.

અગાઉ કહ્યું છે કે ક્રિયા એની મેળે થાય નહિ, એનો કર્તા હોવોજ જોઈએ. 'જા,' 'બેસ,' 'ઊઠ,' એમાં કોણ **કર્તા** છે? 'જા' એટલે 'તું જા,' 'બેસ' એટલે 'તું બેસ,' 'ઊઠ' એટલે 'તું ઊઠ.' જવાની, બેસવાની, ને ઊઠવાની ક્રિયા કરવાનો તને હુકમ થયો છે; 'તું' એ ક્રિયાઓનો કરનાર છે; 'તું' એ કર્તા છે. 'જા,' 'બેસ,' 'ઊઠ' એમાં કર્તા બતાવનારૂં પદ વાપર્યું નથી, એ સમજી લેવાનું છે. એનો અર્થ ક્રિયાપદમાંજ સમાયલો છે. 'તું જા,' 'તું બેસ,' 'તું ઊઠ'—એમાં કર્તાનું પદ વાપર્યું છે. કર્તા 'તું' છે.

ક્રિયાપદ વિષે 'કોણ' એવો પ્રશ્ન પૂછવાથી કર્તા તરત જણાઈ આવે છે. 'છોકરો બેસે છે.' કોણ બેસે છે? છોકરો; માટે 'છોકરો' એ બેસવાની ક્રિયાનો કર્તા છે. ઊઠ. કોણ ઊઠે? તું; માટે 'તું' એ ઊઠવાની ક્રિયાનો કર્તા છે.

'છોકરો ઊઠે છે'-આ વાક્યમાં બે પદ છે. 'ઊઠે છે' એ પદને ક્રિયાપદ કહે છે એ તમે સમજ્યા. 'છોકરો' એ પદને શું કહે છે? નીચેની બાબત પર લક્ષ આપો, એટલે તમને એનો જવાબ આવડશે.

ગંગા, સિંધુ, સરસ્વતી, તાપી, સાબરમતી, મહી, રેવા—એ શું છે?

નદીનાં **નામ** છે.

**હિમાલય, આબુ, ગિરનાર, વિન્ધ્ય—એ શું છે?**

પર્વતનાં **નામ** છે.

ગાય, ભેંસ, વાઘ, વરૂ—એ શું છે?

પશુનાં **નામ** છે.

પોપટ, ચકલી, કાગડો—એ શું છે?

પંખીનાં **નામ** છે.

છોકરો, છોકરી, છોકરૂં—એ શું છે?

નાની ઉમરનાં માણસનાં **નામ** છે.

આ સિવાય બીજાં **નામ** આવડે છે?

હા, સાહેબ! લાકડું, ઘઉં, ગોળ, શરીર, તળાવ, કુવો, દિવાલ, શહેર, ગામ, વગેરે.

આ જે જે પદાર્થોનાં તમે **નામ** આપ્યાં, તે તે પદાર્થો આંખ વડે જોઈ શકાય છે.

કાન વડે સમજાય એવું કંઈક હોય તેનાં **નામ** દો—

અવાજ, બૂમ, ઘાંટો, સાદ.

નાક વડે સમજાય એવું કંઈ હોય તેનાં **નામ** દો—

ગન્ધ, પીમળ, વાસ, સુગન્ધ, દુર્ગન્ધ.

જીભ વડે સમજાય એવું કંઈ હોય તેનાં **નામ** દો—

સ્વાદ, મિઠાશ, કડવાશ, ખટાશ, તિખાશ, તુરાશ.

ચામડીથી સમજાય એવું હોય તેનાં **નામ** દો—

ગરમી, ઠંડક, ટાઢ, તાપ, ગરમાટો, ઉકળાટ, ઘામ.

આંખ, કાન, નાક, જીભ, અને ચામડી, એ જ્ઞાન મેળવવાની ઇન્દ્રિયો છે. ચારે ઇન્દ્રિયોથી ઓળખાય એવાંનાં નામો તમે આપ્યાં.

હવે મનથી એટલે વિચાર કરવાથી સમજાય એવાંનાં **નામ** દો—

(૧) સાચાઈ, જુઠાણુ, હોશિયારી, આળસ, ઉદ્યોગ, ચોકૂખાઈ. ઠીક. એ ગુણનાં **નામ** છે. ગુણ એટલે સારી કે ખોટી ખાસિયત.

વળી મનથી સમજાય એવાં બીજાં કેટલાંકનાં નામ નીચે આપ્યાં છે:—

(૨) રમત, ગમત, વાચન, લેખન, ભજન, કીર્તન—એ ક્રિયાનાં **નામ** છે.

**હવે સમજાશે કે**

**નામ એટલે કોઈ પણ પ્રાણી, પદાર્થ, ગુણ, કે ક્રિયાને ઓળખાવનારો શબ્દ.**

'છોકરો ઊઠે છે'—એમાં 'ઊઠે છે' એ ક્રિયાપદ છે. 'છોકરો' એ પદને શું કહે છે? નામ. એ કોનું નામ છે? પ્રાણીનું.

## પ્રશ્નો

૧. નીચેનાં વાક્યોમાં નામ અને ક્રિયાપદ બતાવો:—

ઝાડ ઊગે છે. શિક્ષક દાખલા સમજાવે છે. ઝાડ પરથી ફળ પડે છે. દુકાળમાં ઢોરો મરે છે. બગલાએ ખીર ખાવા ફાંફાં માર્યાં. કૌરવો યુધિષ્ઠિરના કુટુંબ પર આફતો નાખતા. ઘણા વહેમી લોકોમાં કંઈ કંઈ જાતના વહેમો ચાલે છે.

૨. ક્રિયા બતાવે છતાં ક્રિયાપદ ન હોય એવા બે દાખલા આપો.

૩. ક્રિયાપદ વગર વાક્ય બનતુંજ નથી એ વાત દાખલો આપી સમજાવો.

૪. પદ એટલે શું?

૫. કર્તા એટલે શું?

---

## પાઠ ૪થો

## સર્વનામ

તમે વાક્યનાં બે પદ વિષે શીખી ગયા—નામ અને ક્રિયાપદ. ક્રિયાપદ વગર વાક્ય બનેજ નહિ, એ પણ તમે શીખી ગયા. હવે નીચેનાં વાક્યો તપાસો:—

(૧) રામ કહે છે—**રામ** પિતાની આજ્ઞા પાળશે, **રામ** વનવાસ જશે, **રામ** બાર વરસ વનમાં રહેશે, પછી **રામ** અયોધ્યામાં આવશે.

(૨) રામ કહે છે—**હું** પિતાની આજ્ઞા પાળીશ, **હું** વનવાસ જઈશ, **હું** બાર વરસ વનમાં રહીશ, પછી **હું** અયોધ્યામાં આવીશ.

(૩) રામ સીતાને કહે છે–**સીતા** અયોધ્યામાં માની પાસે રહેશે, **સીતા** વનનું દુઃખ ખમી શકશે નહિ, **સીતા** જંગલી જાનવરોથી બીશે.

(૪) રામ સીતાને કહે છે–**તું** અયોધ્યામાં માની પાસે રહેજે, **તું** વનનું દુઃખ ખમી શકીશ નહિ, **તું** જંગલી જાનવરોથી બીશ.

(૫) વાલ્મીકિ કહે છે–**રામે** પિતાની આજ્ઞા પાળી, **રામ** વનવાસ ગયા, **રામ** બાર વરસ વનમાં રહ્યા, પછી **રામ** અયોધ્યામાં આવ્યા.

(૬) વાલ્મીકિ કહે છે–રામે પિતાની આજ્ઞા પાળી, **તે** વનવાસ ગયા, **તે** બાર વરસ વનમાં રહ્યા, પછી **તે** અયોધ્યામાં આવ્યા.

ઉપરનાં છ વાકયોમાં ૧લા વાક્યને ૨જા સાથે સરખાવો. કાનને કયું સારૂં લાગે છે? ૧લામાં રામ પોતાને માટે વારંવાર 'રામ' શબ્દ વાપરે છે, તેથી તે કાનને કઠોર લાગે છે; ૨જામાં 'હું' વાપરે છે; તેથી વાક્ય સારૂં લાગે છે.

એજ પ્રમાણે ૩જા વાક્યને ૪થા સાથે સરખાવો. ૩જામાં રામ જેની સાથે વાત કરે છે તેને માટે તેનું નામ વાપર્યાં કરે છે; ૪થામાં 'તું' વાપરે છે. આથી ૪થું વાક્ય સારૂં લાગે છે.

વળી ૫મા વાક્યને ૬ટ્ઠા સાથે સરખાવશો તો માલમ પડશે કે દૂરના પદાર્થને માટે ૫મા વાક્યમાં વારંવાર તેનું તેજ નામ વાપર્યું છે, તેથી વાક્ય કઢંગું થાય છે; ૬ટ્ઠામાં દૂરના પદાર્થને માટે 'તે' વાપર્યું છે, તેથી વાક્ય સારૂં લાગે છે.

એકનું એક નામ વાપરવાથી વાક્ય ઘણું કઠોર અને કઢંગું થાય છે, તેમ ન થાય માટે એકના એક નામને બદલે 'હું,' 'તું,' 'તે,' વગેરે જે શબ્દો વપરાય છે, તેને **સર્વનામ** કહે છે.

**સર્વે** બોલનારા પોતાને માટે 'હું' વાપરે છે, જેની જેની સાથે તેઓ વાત કરે છે તે દરેકને માટે 'તું' વાપરે છે, ને જેને જેને વિષે તેઓ વાત કરે છે, તે દરેકને માટે 'તે' વાપરે છે. 'હું' એ દરેક બોલનારનું નામ છે; 'તું' જે દરેકની સાથે તે બોલે છે તેનું નામ છે; ને 'તે' જે દરેકને વિષે તે વાત કરે છે તેનું નામ છે. આ કારણથી

નામને ઠેકાણે વપરાયલા એવા શબ્દોને **સર્વનામ** (બધાનું નામ) કહે છે. 'હું' એ **પહેલો પુરુષ**, 'તું' એ **બીજો પુરુષ**, અને 'તે' એ **ત્રીજો પુરુષ** કહેવાય છે. અર્થાત્, બોલનાર પોતાને માટે જે સર્વનામ વાપરે છે, તે **પહેલા પુરુષનું સર્વનામ** છે, જેની સાથે બોલે છે તેને માટે જે સર્વનામ વાપરે છે, તે **બીજા પુરુષનું સર્વનામ** છે, અને જેને વિષે બોલે છે તેને માટે જે સર્વનામ વાપરે છે, તે **ત્રીજા પુરુષનું સર્વનામ** છે.

એ સિવાય બીજાં કેટલાંક સર્વનામ નીચે આપ્યાં છે:—

**જે** સાચું બોલે છે **તે** ઈશ્વરને વહાલો હોય છે.

જે=જે પુરુષ. તે=તે પુરુષ. 'પુરુષ' એ નામને માટે વાપર્યાં છે, માટે 'જે' અને 'તે' સર્વનામ છે.

**કોણ** આવ્યું?

'કોણ' શબ્દ 'આવનાર માણુસ'ને માટે વાપર્યો છે, માટે સર્વનામ છે.

'**શું** કહો છો?'

'શું' એ શબ્દ 'કહેવાની વાત'ને માટે વપરાયો છે, માટે સર્વનામ છે.

**એ** મારે કામનું નથી.

'એ' શબ્દ 'પુસ્તક' જેવી ચીજને માટે વપરાયો છે, માટે સર્વનામ છે.

**સર્વ** સ્વાર્થ જુએ છે.

સર્વ=બધાં માણુસ. 'સર્વ' શબ્દ 'માણુસ'ને માટે વપરાયો છે, માટે સર્વનામ છે.

હું **પોતે** ત્યાં ગયો ન હતો.

હું–પહેલા પુરુષનું સર્વનામ. 'બોલનાર'ને માટે 'પોતે' વાપર્યું છે, માટે સર્વનામ છે.

**પોતે** **કંઈ** કરતો નથી, પણ **બીજા** પાસે કામ કરાવે છે.

પોતે=તે માણુસ. બીજા=જુદા માણુસ. કંઈ=કરવાનું કામ.

હું આવ્યો ત્યારે **પોતે** ઘરમાં ન હતા.

**પોતે**–તમે. માનાર્થે વપરાયું છે.

## પાઠ ૫મો

### સકર્મક અને અકર્મક ક્રિયાપદ

'ફળ પડે છે,' 'છોડ ઊગે છે,' 'સૂર્ય આથમે છે'—આ વાકયોમાં બે પદ છે. પહેલું પદ નામ છે અને બીજું ક્રિયાપદ છે. પહેલાં પદ–ફળ, છોડ, સૂર્ય–પદાર્થનાં નામ છે, માટે એ નામ કહેવાય છે અને બીજાં પદ–પડે છે, ઊગે છે, આથમે છે–પડવાની, ઊગવાની, અને આથમવાની ક્રિયા બતાવે છે, માટે ક્રિયાપદ કહેવાય છે. આ બધું તમે શીખી ગયા છો. 'તે છોકરો ડાહ્યો છે,' 'ગાયને ગળે ધાબળી **હોય** છે,' 'પંખીને પાંખ **હોય** છે'—આમાં 'છે' ને 'હોય છે' એ હોવાની સ્થિતિ, અમુક હાલત બતાવે છે. સ્થિતિ પણ એક જાતની ક્રિયા છે; માટે 'છે' અને 'હોય છે' એ ક્રિયાપદ છે.

'ફળ **પડે** છે' ને 'છોકરો **ભાંગે** છે,' એમાં ક્રિયાપદો તપાસો. પહેલું વાકય સંપૂર્ણ છે; એમાંથી ક્રિયાનો પૂરેપૂરો અર્થ સમજાય છે. ક્રિયા વિષે વધારે જાણવાની ઇચ્છા રહેતી નથી. બીજું અધુરૂં છે; એમાંથી પૂરો અર્થ સમજાતો નથી. 'છોકરો ભાંગે છે' એટલું બોલીએ તો સંતોષ થશે? નહિજ થાય; કારણ કે તમને 'શું ભાંગે છે?' એવું જાણવાની ઇચ્છા રહેશે. 'છોકરો **કાચ** ભાંગે છે' એમ કહેવાથી ભાંગવાની ક્રિયાનો અર્થ પૂરો સમજાય છે.

આ પ્રમાણે 'છોકરો કાચ ભાંગે છે,' એમાં 'કાચ' શબ્દ ક્રિયાનો અર્થ પૂરો સમજાવે છે. એ શબ્દ ન વાપરીએ તો ક્રિયા વિષે કંઈક જાણવાની ઇચ્છા રહે છે. ભાંગવાની ક્રિયા શેને લાગુ પડે છે? કાચને. શું ભાંગે છે? કાચ. ભાંગવાની ક્રિયાથી જે ફળ નીપજે છે એટલે ભંગાણ થાય છે, તે શેમાં રહેલું છે? કાચમાં. ભંગાણ શેનું થાય છે? કાચનું. ભાંગવાની ક્રિયા શેને લાગુ પડે છે? કાચને. આ કારણથી 'કાચ' એ **કર્મ** કહેવાય છે.

ક્રિયાનો અધુરો અર્થ પૂરો સમજાવવા જે પદ વાપરવાની જરૂર પડે છે અને જેને ક્રિયાનું ફળ લાગુ પડે છે, તે **કર્મ** કહેવાય છે.

ક્રિયાપદને વિષે 'કોણ' સવાલ પૂછવાથી જેમ ક્રિયાનો કર્તા માલમ પડે છે, તેમ 'શું' સવાલ પૂછવાથી કર્મ માલમ પડે છે. 'શિષ્ય **પાઠ** શીખે છે,' 'નારણ **દાખલા** ગણે છે,' 'હું **ઘડિયાળના ટકોરા** સાંભળું છું,' 'છોકરો **કલમ** ઘડે છે,' 'પરમેશ્વર **બધું** જુએ છે,' એમાં બધાં ક્રિયાપદોને કર્મ છે.

'શિષ્ય પાઠ શીખે છે'-એમાં 'શીખે છે' ક્રિયાપદ છે; એ શીખવાની ક્રિયા બતાવે છે. એ ક્રિયાનો કરનાર 'શિષ્ય' છે અને કર્મ-જેને ક્રિયાનું ફળ લાગુ પડે છે અને જેના વગર ક્રિયાનો અર્થ અધુરો રહે છે તે-'પાઠ' છે. 'શીખે છે' ક્રિયાપદને વિષે 'કોણ' સવાલ પૂછવાથી 'શિષ્ય' જવાબ આવે છે, તે કર્તા છે અને 'શું' સવાલ પૂછવાથી 'પાઠ' જવાબ આવે છે, તે કર્મ છે. કોણ શીખે છે? શિષ્ય. શું શીખે છે? પાઠ.

આજ પ્રમાણે ઉપલાં બીજાં વાકયોમાં કર્તા ને કર્મ શોધી કાઢવાં.

'ફળ પડે છે,' એમાં 'પડે છે' એ પડવાની ક્રિયાનો પૂરો અર્થ સમજાવે છે. એમાં કર્મ નથી. 'હું આવું છું,' 'તે જાય છે,' 'તું બેસે છે,' 'તે ઊંઘે છે,' 'તે જાગે છે,' 'તે ઊઠે છે'—આવાં વાકયોમાં ક્રિયાપદોથી ક્રિયાનો અર્થ પૂરેપૂરો સમજાય છે. અર્થ પૂરો કરવાને કોઈ શબ્દો વાપરવાની જરૂર નથી. એ ક્રિયાપદોને કર્મ નથી. એ અકર્મક ક્રિયાપદ છે. 'હું કરૂં છું,' 'રાજા આપે છે,' 'છોકરો કાપે છે,' 'તે વેચે છે,' 'હું ખરીદું છું,' 'તું મેળવે છે'—આવાં વાકયોમાં ક્રિયાનો પૂરો અર્થ સમજાતો નથી. એ અર્થ પૂરો સમજાવવા માટે અમુક શબ્દો ઉમેરવા પડે છે. જેમકે, 'હું **કામ** કરૂં છું,' 'રાજા **દાન** આપે છે,' 'છોકરો **શેરડી** કાપે છે,' 'તે **અનાજ** વેચે છે,' 'હું **ચોપડી** ખરીદું છું,' 'તું **જય** મેળવે છે.' આ વાકયોમાં ક્રિયાપદોને કર્મ છે, માટે ક્રિયાપદો સકર્મક છે.

જે ક્રિયાપદને કર્મ હોય તે સકર્મક (સ=સાથે) અને કર્મ ન હોય તે **અકર્મક** (અ=નહિ) ક્રિયાપદ કહેવાય છે.

'ફળ પડે છે,' એમાં 'પડે છે' એ અકર્મક ક્રિયાપદ છે. એવાં

ક્રિયાપદોને વિષે 'કોણ' ને 'શું' સવાલ પૂછવાથી એકજ જવાબ આવશે. કોણ પડે છે? ફળ. શું પડે છે? ફળ. આ બંને જવાબ એકજ છે. ક્રિયાનો જે કરનાર છે તેનેજ ક્રિયાનું ફળ લાગુ પડે છે.

'છોકરો કાચ ભાંગે છે,' એમાં ભાંગવાની ક્રિયાનો અર્થ પૂરો દર્શાવવા 'કાચ' જેવો કોઈ શબ્દ વાપરવાની જરૂર પડે છે. 'કાચ' એ કર્મ છે; ક્રિયાપદ સકર્મક છે. કોણ ભાંગે છે? ભાંગનાર કોણ છે? ક્રિયાનો કર્તા કોણ છે? આ બધા સવાલો એકજ છે. એનો ઉત્તર 'છોકરો' છે. શું ભાંગે છે—ભાંગવાની ક્રિયાનું ફળ શેમાં રહેલું છે? ભાંગવાની ક્રિયા શેને લાગુ પડે છે? એ ક્રિયાનો અર્થ એની પછી કયો શબ્દ વાપરવાથી પૂરો સમજાય છે? કર્મ શું છે? આ બધા સવાલો એકજ છે. એનો ઉત્તર 'કાચ' છે.

ઉપરના વિવેચન પરથી નીચેની હકીકત સમજાઈ હશે:—

૧. અકર્મક ક્રિયાપદમાં ક્રિયાનો અર્થ પૂરો હોય છે, તેથી તે ક્રિયાને વિષે વધારે જાણવાની ઇચ્છા રહેતી નથી. સકર્મક ક્રિયાપદમાં ક્રિયાનો અર્થ અધુરો હોય છે, તેથી તે ક્રિયા વિષે વધારે જાણવાની ઇચ્છા રહે છે.

૨. ક્રિયાનો અર્થ પૂરો સમજાવવા જે પદ વાપરવાની જરૂર પડે છે તે કર્મ.

૩. ક્રિયાપદને વિષે કોણ અને શું એમ સવાલો પૂછવાથી તે અકર્મક છે કે સકર્મક છે તે જણાઈ જાય છે. એ બે સવાલોનો જવાબ એક આવે તો ક્રિયાપદ અકર્મક છે અને જુદા આવે તો સકર્મક છે.

૪. કોણ એમ સવાલ ક્રિયાના કરનારને લાગુ પડે છે અને શું એમ સવાલ, ક્રિયા કરવાથી નીપજેલા ફળને એટલે પરિણામને લાગુ પડે છે.

૫. ભાંગવાની ક્રિયાથી ભંગાણુ થાય છે, લખવાની ક્રિયાથી લખાણુ થાય છે, કરવાની ક્રિયાથી કંઈક કરાય છે, વાંચવાની ક્રિયાથી કંઈક વંચાય છે, બેસવાની ક્રિયાથી બેસવાનું થાય છે, ઊંઘવાની ક્રિયાથી ઊંઘવાનું

થાય છે. ભંગાણ, લખાણ, કરાવાનું, વંચાવાનું, બેસવાનું, ઊંઘવાનું—એ બધાં ક્રિયાનાં ફળ સમજવાં. એ જેને લાગુ પડે છે તે કર્મ.

૬. અકર્મક ક્રિયાપદમાં ક્રિયાના કરનારનેજ ક્રિયાનું ફળ લાગુ પડે છે. આથી કંઈ કર્તા કર્મ કહેવાતો નથી એ લક્ષમાં રાખવું.

૭. કેટલીક વખત કર્તા ક્રિયાનું ફળ પોતાને લાગુ પાડી ખુલ્લા શબ્દમાં દર્શાવે છે. આવે ઠેકાણે ક્રિયાપદ સકર્મક છે; જેમકે, 'તેણે **આત્માને** નિન્દ્યો–વહાયો–છેતર્યો–હણ્યો–વખાણ્યો, વગેરે.' 'આત્માને' એ કર્મ છે.

'ઇશ્વર છે,' એમાં 'છે' એટલે 'હયાત છે.' ઇશ્વર નથી, એમ નહિ, પણ છે, હયાત છે, એવો અર્થ છે. તેથી 'છે' એ પૂરી ક્રિયા બતાવે છે. ક્રિયાનો અર્થ પૂરો છે, અધુરો નથી કે તે પૂરો કરવા કોઈ શબ્દ વાપરવાની જરૂર પડે. ક્રિયાપદ અકર્મક છે; કેમકે ક્રિયાનું ફળ, હયાતી, કર્તાનેજ લાગુ પડે છે.

'મુંબઈ છે' એટલું કહેવાથી અર્થ પૂરો સમજાતો નથી. મુંબઈ શું છે? મુંબઈ કેવું છે? મુંબઈ ક્યાં છે?—એવું જાણવાની ઇચ્છા રહે છેજ. 'બંદર' કે 'ઇલાકાની રાજધાની,' 'રમણીય,' 'હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે,' એવું કંઈ વાપરવાની જરૂર પડે છે. આ કારણથી 'છે' એ ક્રિયાપદ અપૂર્ણ ક્રિયા બતાવે છે. એ ક્રિયાનો અર્થ પૂરો કરનાર શબ્દ વાપરવાની જરૂર પડે છે. 'બંદર,' 'ઇલાકાની રાજધાની,' 'રમણીય,' 'હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે'—આવા શબ્દો ક્રિયાનો અર્થ પૂરો કરે છે, માટે એ **ક્રિયાપૂરક** કહેવાય છે; પરંતુ એ કર્મ નથી. એ કંઈ ક્રિયાનું ફળ–ક્રિયાથી નીપજેલું પરિણામ બતાવતા નથી, ક્રિયાનું ફળ, હયાતી, કર્તાને–'મુંબઈ'નેજ લાગુ પડે છે, માટે ક્રિયાપદ અકર્મક છે.

કેટલાંક સકર્મક ક્રિયાપદ અકર્મક તરીકે પણ વપરાય છે. 'છોકરો વાંચે છે,' આમાં 'વાંચે છે' એ એવું ક્રિયાપદ છે. છોકરો શું કામ કરે છે? વાંચે છે. શું વાંચે છે, એ કહેવાની કે જાણવાની ઇચ્છા ન હોય

તો અર્થ પૂરો છે ને ક્રિયાપદ અકર્મક છે. એજ પ્રમાણે 'છોકરો લખે છે,' એમાં 'લખે છે' એ અકર્મક ક્રિયાપદ છે.

'શિક્ષક **શિષ્યને દાખલો** શિખવે છે'—આમાં 'શિખવે છે' એ ક્રિયાપદ છે. એનો અર્થ પૂરો સમજાવવા 'દાખલો' વાપર્યો છે, માટે 'દાખલો' એ કર્મ છે. પરંતુ 'શિક્ષક દાખલો શિખવે છે' એટલું કહેવાથી અર્થ પૂરો સમજાતો નથી. કોને શિખવે છે, એ જાણવાની ઇચ્છા રહે છે. એ ઇચ્છા 'શિષ્યને' એ શબ્દથી પૂરી પડે છે; માટે 'શિષ્યને' એ પણ કર્મ છે. 'શું શિખવે છે?' દાખલો. 'કોને શિખવે છે?' શિષ્યને. શિખવવાની ક્રિયા બેને વિષે થાય છે, બેને લાગુ પડે છે, એક 'દાખલા'ને અને બીજી 'શિષ્ય'ને; માટે એ બે કર્મ છે. શું શિખવે છે, એ જાણવાની ઇચ્છા મુખ્ય છે ને કોને શિખવે છે, એ જાણવાની ઇચ્છા એથી ઉતરતી છે. ક્યારે શિખવે છે, ક્યાં શિખવે છે, કેવી રીતે શિખવે છે, એ જાણવાની ઇચ્છા એવી અગત્યની નથી; માટે એ બતાવનારા શબ્દો વગર ક્રિયાનો અર્થ અધુરો રહેલો કહેવાતો નથી. આ પ્રમાણે 'શિખવે છે' એ ક્રિયાપદને બે કર્મ છે. 'શિક્ષક **શિષ્યને પ્રશ્ન** પૂછે છે,' 'હું **તમને વાર્તા** કહું છું,' 'તે **મને** ટુંકો **માર્ગ** બતાવે છે,' આવાં વાક્યોમાં ક્રિયાપદોને બે કર્મ છે.

**ક્રિયાપૂરક અને કર્મ**—ક્રિયાપૂરક અને કર્મ વચ્ચેના ભેદ ઉપર દર્શાવ્યો છે. નીચેના દાખલાઓ પરથી તે વધારે ખુલ્લો થશેઃ—

| ક્રિયાપૂરક | ક્રિયાપૂરક=કર્મ |
|---|---|
| ૧. સુરત **તાપીને કિનારે** છે. | ૧. હું **પુસ્તક** વાંચું છું. |
| ૨. સામે કિનારેથી શહેર **ઘણું સુંદર** દેખાય છે. | ૨. તે **દાખલા** ગણે છે. |
| ૩. તે છોકરો **ડાહ્યો** થયો છે. | ૩. તમે **કામ** કરો છો. |

'છે,' 'હોય છે,' 'દેખાય છે,' 'જણાય છે,' 'નીવડે છે,' એવાં

કેટલાંક અકર્મક ક્રિયાપદો અપૂર્ણ ક્રિયા બતાવે છે; તેની પછી કેટલાક શબ્દો આવે છે ત્યારેજ તે ક્રિયા પૂરી થાય છે. 'સુરત છે' એટલું કહેવાથી ક્રિયા પૂરી થતી નથી. કેવું છે? ક્યાં છે? એવું કંઈ બતાવનારા શબ્દોની જરૂર છે. સુરત **રમણીય** છે, કે **તાપીને કિનારે** છે, કે **ઘણું મોટું** છે, કે **સુઘડ વસ્તીવાળું** છે, એવા શબ્દો મૂકવા પડે છે. એ ક્રિયાપૂરક છે–ક્રિયાનો અર્થ પૂરો કરે છે. ક્રિયાના કરનારનેજ ક્રિયાનું ફળ લાગુ પડે છે, માટે એવાં ક્રિયાપદો અકર્મક છે. પાછલે પાને બીજા ખાનાનાં વાકયોમાં 'પુસ્તક,' 'દાખલા,' અને 'કામ,' એ કર્મ છે; કેમકે એ શબ્દો વિના ક્રિયાનો અર્થ પૂરો સમજાતો નથી અને ક્રિયાનું ફળ એમાં રહેલું છે. એ શબ્દો ક્રિયાનો અર્થ પૂરો સમજાવે છે, માટે ક્રિયાપૂરક પણ છે. અહીં ક્રિયાપૂરક અને કર્મ એ એકજ છે.

### પ્રશ્નો

૧. સકર્મક ક્રિયાપદનો દાખલો આપો. ૨. કર્મ એટલે શું? ૩. બે કર્મ હોય એવાં વાકય બનાવો. ૪. ક્રિયાપૂરક અને કર્મ વચ્ચેનો ફેર સમજાવો. ૫. કેવા શબ્દો વગર ક્રિયાનો અર્થ અધુરો રહેલો કહેવાય છે અને કેવા શબ્દો વગર ક્રિયાનો અર્થ અધુરો રહેલો કહેવાતો નથી, તે દાખલાથી સમજાવો.

## પાઠ ૬ટ્ઠો

## વિશેષણ અને ક્રિયાવિશેષણ

તમે ત્રણ જાતનાં પદ વિષે શીખી ગયા–નામ, સર્વનામ, અને ક્રિયાપદ. હવે એક બીજી જાતનાં પદ વિષે શિખવું છું.

| | |
|---|---|
| ૧. ઘોડો દોડે છે. | ૧. **લાલ** ઘોડો દોડે છે. |
| ૨. ગાય ઘાસ ચરે છે. | ૨. **ધોળી** ગાય ઘાસ ચરે છે. |
| ૩. છોકરાં માબાપની આજ્ઞા માને છે. | ૩. **ડાહ્યાં** છોકરાં માબાપની આજ્ઞા માને છે. |

'ઘોડો દોડે છે,' એ વાક્યમાં 'ઘોડો' નામ અને 'દોડે છે' ક્રિયાપદ છે. કયો કે કેવો ઘોડો એ કહ્યું નથી. 'લાલ ઘોડો દોડે છે,' એમાં 'લાલ' પદથી કેવો ઘોડો દોડે છે તે સમજાય છે. એજ પ્રમાણે બીજા વાકયમાં 'ધોળી' પદ કેવી ગાય છે તે બતાવે છે, અર્થાત્, ગાયને ઓળખાવે છે; અને ત્રીજા વાકયમાં 'ડાહ્યાં' પદ છોકરાં કેવાં છે–છોકરાંમાં કેવો ગુણ છે, તે બતાવે છે.

'લાલ,' 'ધોળી,' અને 'ડાહ્યાં,' એ પદો નામના અર્થમાં વધારો કરે છે. 'ઘોડો' કહેવાથી આપણે જે સમજીએ છીએ તેના કરતાં 'લાલ ઘોડો' કહેવાથી ઘોડાનો રંગ લાલ છે એટલું **ઘોડાનેજ માટે વધારે સમજીએ છીએ.** 'ધોળી ગાય' એમાં 'ધોળી' પદ મૂકવાથી ગાયના અર્થ કરતાં તેમાં ધોળાશનો ગુણ છે એટલું **ગાયનેજ માટે** વિશેષ **સમજીએ છીએ.** એજ પ્રમાણે 'ડાહ્યાં છોકરાં' એમા 'ડાહ્યાં' પદ મૂકવાથી છોકરાંમાં ડહાપણનો ગુણ છે એટલું **છોકરાંનેજ માટે** વધારે જાણીએ છીએ.

નામની પહેલાં આવાં પદો મૂકવાથી નામના અર્થમાં વધારો થાય છે. તે નામના નામ તરીકેના અર્થમાં કંઈ વિશેષ બતાવે છે, માટે **વિશેષણ** કહેવાય છે. વિશેષ એટલે વધારો.

આ પ્રમાણે, વિશેષણ નામના અર્થમાં વધારો કરે છે અને નામથી સમજાતા પદાર્થમાં અમુક ગુણ બતાવે છે.

'**દસ** છોકરા હાજર છે,' 'દાદરને **વીસ** પગથીઆં છે,' '**પહેલો** વિદ્યાર્થી હાજર નથી, તેથી **બીજો** તેનું કામ કરશે'–આ વાકયોમાં 'દસ,' 'વીસ,' 'પહેલો,' ને 'બીજો,' એ પદો નામના અર્થમાં વધારો કરે છે, માટે વિશેષણ છે. પરંતુ એ વિશેષણોથી 'કેવા છોકરા,' 'કેવાં પગથીઆં;' વગેરે **ગુણ** સમજાતા નથી, પણ 'કેટલા છોકરા,' 'કેટલાં પગથીઆં,' 'કેટલામો વિદ્યાર્થી,' વગેરે **ગણતરી** સમજાય છે. એ વિશેષણ ગુણ બતાવતાં નથી, પણ **સંખ્યા** બતાવે છે.

૧. આ વર્ગમાં છોકરા **ઘણા** છે.
૨. પેલા ઓરડામાં બારી **થોડી** છે.
૩. દિશાઓ **ચાર** છે અને તેની વચ્ચેના ખુણાઓ પણ **ચાર** છે.
૪. તે રાજા **જબરો** અને **અક્કલબાજ** હતો.

ઉપલાં વાકયોમાં વિશેષણો નામની પછી આવ્યાં છે. તેથી 'લાલ ઘોડો દોડે છે' વગેરે ઉપલાં વાકયોમાંનાં વિશેષણોથી જુદાં પડે છે. તેમાં વિશેષણ નામની પહેલાં છે અને આ વાકયોમાં પછી છે. બંનેમાં નામના અર્થમાં તે વધારો કરે છે અને તેને વધારે ચોક્કસ કરે છે. આ પ્રમાણે વિશેષણો નામની પહેલાં કે પછી આવી નામના અર્થમાં વધારો બતાવે છે. એ વધારો સંખ્યા કે ગુણના અર્થથી થાય છે.

**તે** છોકરો, **આ** માણસ, **કયો** પુરુષ, **કઈ** સ્ત્રી, **શો** જવાબ, **બધાં** માણસ, **જે** પુસ્તક—આ બધા દાખલામાં **તે**, **આ**, **કયો**, **કઈ**, **શો**, **બધાં**, અને **જે** પદો મૂળ સર્વનામ છે, તે વિશેષણ તરીકે વપરાયાં છે.

'**જે** પુરુષ કાલે મળ્યો હતો **તે આ** નથી'—આમાં 'તે' ને 'આ' સર્વનામ છે અને 'જે' સર્વનામ છે તે વિશેષણ તરીકે વપરાયું છે; કેમકે 'પુરુષ' એ નામના અર્થને તે વધારે ચોક્કસ કરે છે.

આ બાળક **ઘણું** ચાલાક છે.
પેલું બાળક તેનાથી **ઓછું** ચાલાક છે.
હિમાલય **બહુ** મોટો પર્વત છે.

ઉપલાં વાકયોમાં 'ઘણું,' 'ઓછું,' 'બહુ,' એ પદો 'ચાલાક' અને 'મોટો' એ વિશેષણોના ગુણ બતાવે છે. 'કેવું ચાલાક,' 'કેટલો મોટો,' એવો અર્થ એમાંથી નીકળે છે. આ ઉપરથી સમજાશે કે વિશેષણ જેમ નામના અર્થમાં વધારો કરે છે, તેમ તે બીજા વિશેષણના અર્થમાં પણ વધારો કરે છે. નામને વિશેષણ હોય છે, તેમ વિશેષણને પણ વિશેષણ હોય છે.

| | |
|---|---|
| ૧. છોકરો વાંચે છે. | ૧. છોકરો **જલદી** વાંચે છે. |
| ૨. ઘોડો ચાલે છે. | ૨. ઘોડો **ધીમો** ચાલે છે. |
| ૩. શરીર ધ્રૂજે છે. | ૩. શરીર **થરથર** ધ્રૂજે છે. |
| ૪. તે મુંબઈ જાય છે. | ૪. તે **આજે** મુંબઈ જાય છે. |
| ૫. તે વાંચતાં અટક્યો. | ૫. તે વાંચતાં **અધવચ** અટક્યો. |

ઉપલાં વાક્યો વિચારો. છોકરો **કેવી રીતે વાંચે છે? જલદી.** ઘોડો **કેવો ચાલે છે? ધીમો.** શરીર **કેવી રીતે ધ્રૂજે છે? થરથર.** તે **ક્યારે** મુંબઈ **જાય છે? આજે.** તે વાંચતાં **ક્યાં અટક્યો? અધવચ.** 'જલદી' એ 'વાંચે છે' ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે; એજ પ્રમાણે 'ધીમો,' 'ચાલે છે'ના અર્થમાં વધારો કરે છે; 'થરથર,' 'ધ્રૂજે છે'ના અર્થમાં, 'આજે,' 'જાય છે'ના અર્થમાં, અને 'અધવચ,' 'અટક્યો'ના અર્થમાં વધારો કરે છે. એ શબ્દો ક્રિયાના અર્થમાં વધારો કરી ક્રિયા કેવી રીતે, ક્યારે, કે ક્યાં થાય છે, તે બતાવે છે. એ નામનાં વિશેષણ નથી, પણ ક્રિયાનાં વિશેષણ છે, માટે **ક્રિયા-વિશેષણ** કહેવાય છે.

ક્રિયાવિશેષણ ક્રિયાના અર્થમાં વધારો કરી ક્રિયા ક્યારે, ક્યાં, કે કેવે પ્રકારે થાય છે તે બતાવે છે. તેમજ ક્રિયા થાય છે કે નથી થતી, તેના થવામાં સંશય છે કે નિશ્ચય છે તે પણ બતાવે છે.

રામલાલ આવ્યો છે **ખરો** (ક્રિયાનો હકાર બતાવે છે).
રામલાલ **ન** આવ્યો (ક્રિયાનો નકાર બતાવે છે).
રામલાલ **કદાચ** આવશે (સંશય).
રામલાલ **નહિજ** આવે ('નહિ' નકાર બતાવે છે, અને 'જ' નિશ્ચય બતાવે છે).

આ પ્રમાણે વિશેષણ નામનો, બીજા વિશેષણનો, કે ક્રિયાપદનો ગુણ બતાવી તેના અર્થમાં વધારો કરે છે.

## પ્રશ્નો

૧. નીચેનાં વાકયોમાં, નામ, સર્વનામ, વિશેષણ, અને ક્રિયાપદ બતાવો:—

અમે સુખ પામીએ છીએ.

હું તમારો બહુ પાડ માનું છું.

રામજી મને ભરત જેવા વહાલા છે અને તે કાલે ગાદી પર બેસશે, માટે મને આનન્દ થાય છે.

૨. સર્વનામ કઈ બે રીતે વપરાય છે? દાખલા આપો.

૩. વિશેષણ કોનો કોનો ગુણ બતાવે છે?

૪. બીજાં વિશેષણ અને ક્રિયાવિશેષણમાં શો ફેર છે?

૫. ક્રિયાવિશેષણ શું શું બતાવે છે? દાખલા આપો.

---

## પાઠ ૭મો

### અવ્યય

તમને નામ, સર્વનામ, વિશેષણ, અને ક્રિયાપદ, એ ચાર જાતનાં પદ ઓળખતાં આવડ્યાં. હવે બાકી રહેલા એક બીજા પદ વિષે શિખવું છું.

| | |
|---|---|
| ૧. છોકરો **ધીમો** ચાલે છે. | ૧. છોકરો **જલદી** ચાલે છે. |
| ૨. છોકરી **ધીમી** ચાલે છે. | ૨. છોકરી **જલદી** ચાલે છે. |
| ૩. છોકરૂં **ધીમું** ચાલે છે. | ૩. છોકરૂં **જલદી** ચાલે છે. |

તમે શીખી ગયા છો કે ઉપલાં વાકયોમાં 'ધીમો,' 'ધીમી,' 'ધીમું,' ને 'જલદી,' એ ક્રિયાવિશેષણ છે અને ક્રિયા કેવી રીતે થાય છે તે બતાવે છે.

બંને ખાનાંનાં વાકયો તપાસશો તો તેમાં શો ફેર છે તે સમજાશે. પહેલા ખાનામાં 'ધીમો' 'ધીમી' 'ધીમું' એમ રૂપમાં ફેરફાર થાય છે; બીજા ખાનામાં 'જલદી'ના રૂપમાં ફેરફાર થતો નથી.

બીજા ઘણા શબ્દો એવા છે કે તેનાં રૂપમાં ફેરફાર થતો નથી. નીચેનાં વાક્યો તપાસોઃ–

૧. મગન **અને** નારણ ફરવા ગયા હતા.

૨. **જો** વડીલની આજ્ઞા માનશો **તો** સુખી થશો.

૩. **અરેરે!** તેને **માટે** મેં ઘણું કર્યું; **પણ** તેને કંઈ અસર **નજ** થઈ.

ઉપલાં વાક્યોમાં જે જે શબ્દો મોટા છાપ્યા છે તેનાં રૂપમાં કંઈ પણ ફેરફાર થતો નથી. **મગને** આવવાની ના કહી; **મગનનો** સ્વભાવ આનંદી હતો; **મગનમાં** હોશિયારી ઘણી હતી–આમ 'મગન'–ના રૂપમાં ફેરફાર થાય છે. આવો ફેરફાર ઉપરનાં વાક્યોમાં મોટા છાપેલા કોઈ પણ પદમાં થતો નથી. 'અને,' 'જો,' 'તો,' વગેરે એજ રૂપમાં રહે છે. એવાં પદોને **અવ્યય** કહે છે. 'અવ્યય' શબ્દ 'અ' એટલે નહિ અને 'વ્યય' એટલે ફેરફાર, એવા બે શબ્દોનો બનેલો છે. જેના રૂપમાં કંઈ પણ ફેરફાર થતો નથી તે અવ્યય છે.

**વિશેષણ અને અવ્યય**—જેમ અવ્યયના રૂપમાં ફેરફાર થતો નથી, તેમ કેટલાંક વિશેષણનાં રૂપમાં પણ ફેરફાર થતો નથી.

૧. આવો **હોશિયાર** છોકરો મેં જોયો નથી.

૨. આ ઘણી **હોશિયાર** છોકરી છે.

૩. આ છોકરૂં કેવું **હોશિયાર** છે!

ઉપલા દાખલાઓમાં 'હોશિયાર' એ વિશેષણ છે. એ ૧લા વાક્યમાં 'છોકરો' પદનો, ૨જામાં 'છોકરી'નો, અને ૩જામાં 'છોકરૂં'નો ગુણ બતાવે છે અને તેના અર્થમાં વધારો કરે છે. 'હોશિયાર'ને બદલે 'ડાહ્યો' પદ વાપરીએ તો તેના રૂપમાં ફેરફાર થશે—'ડાહ્યો છોકરો,' 'ડાહી છોકરી,' 'ડાહ્યું છોકરૂં.' 'હોશિયાર'માં એવો ફેરફાર થતો નથી. 'ચપળ,' 'ચતુર,' 'કાબેલ,' 'ખરાબ,' 'નિર્દય,' 'દયાળુ,' 'કોમળ,' વગેરે એવાં વિશેષણો છે. ત્યારે એવાં વિશેષણ અને અવ્યયમાં શો ફેર છે? વાક્યમાં બંને પદોનો સંબંધ કેવો છે તે જોવાથી એ તરત સમજાશે. એવાં વિશેષણ

નામના **અર્થમાં** વધારો કરે છે. જે પદો નામના **અર્થમાં** વધારો કરતાં નથી અને જેનાં રૂપમાં ફેરફાર થતો નથી તે **અવ્યય** છે.

તે **ખૂબ** હસે છે.
આ છોકરો **જલદી** ચાલે છે.
તે **ઠીક** વાંચે છે.
તમે **ક્યારે** આવ્યા?
તું **ક્યાં** જાય છે?
તે **ત્યાં** નથી.

ઉપલાં વાક્યોમાં મોટાં છાપેલાં પદો અવ્યય છે અને તે ક્રિયાનાં વિશેષણ છે, ક્રિયા કેવી રીતે, ક્યાં, ક્યારે થાય છે, તે બતાવે છે. આ એક પ્રકારનાં અવ્યયો છે. આ પરથી જણાશે કે ક્રિયાવિશેષણ અવ્યય હોય છે, પણ નામવિશેષણ અવ્યય હોતાં નથી.

ગુરુ **અને** શિષ્ય રોકાયલા છે.
ઓસડ કડવું **પણ** ફાયદાકારક છે.

ઉપરનાં વાક્યો પરથી જણાશે કે કેટલાંક અવ્યયો બે પદો વચ્ચે આવે છે.

તેણે કહ્યું **કે** હું તમને મદદ કરીશ.
મેં તેને સમજાવ્યો, **પણ** તેણે મમત છોડ્યો નહિ.
હાલ ટાઢ બહુ પડે છે; **માટે** ગરમ કપડાં પહેરવાં જોઈએ.

ઉપલાં વાક્યો પરથી સમજાશે કે કેટલાંક અવ્યયો બે વાક્યો વચ્ચે સંબંધ બતાવે છે.

મારે **માટે** તમને બહુ મહેનત પડી.
ઘરની **આગળ** એક સુંદર બાગ છે.
દિવાલની **પાછળ** એક તળાવ છે.
વાંચન **પછી** દાખલાનો વિષય છે.
ઘણા દહાડા **સુધી** ( કે **લગણ** ) તે માંદો રહ્યો.
તેના મન **પર** અસર થઈ.

ઉપલાં વાક્યો તપાસવાથી સમજાશે કે કેટલાંક અવ્યયો નામ કે સર્વનામની સાથે જોડાયલાં હોય છે.

**અરેરે!** તે કેવો દુઃખી છે!

**અહો!** આ કેવું સુંદર મકાન છે!

**હાસ!** હવે મને ટાઢક વળી.

ઉપલાં વાક્યો જોશો તો જણાશે કે કેટલાંક અવ્યયો અત્યન્ત ખુશી, કે દિલગીરી, કે બીજી લાગણીને લીધે મોંમાંથી એકદમ નીકળી આવે છે.

## પાઠ ૮મો

### કૃદન્ત

કેટલાંક પદો ક્રિયા બતાવે છે, પરંતુ ક્રિયાનો અર્થ અધુરો રહેવાથી તેનું વાક્ય બની શકતું નથી, એ તમે શીખી ગયા છો. એવાં પદો ક્રિયા બતાવે છે, છતાં ક્રિયાપદ નથી; કેમકે તેટલાંથી કહેવાનો પૂરો અર્થ સમજાતો નથી.

| | |
|---|---|
| ૧. તે **ફરતાં ફરતાં**— | ૧. તે ફરતાં ફરતાં દૂર નીકળી **ગયો.** |
| ૨. છોકરૂં **દોડતું દોડતું**— | ૨. છોકરૂં દોડતું દોડતું પડી **ગયું.** |
| ૩. **નાહીને,** લુગડાં **પહેરીને**— | ૩. નાહીને, લુગડાં પહેરીને, તે બહાર **ગયો.** |
| ૪. **ગયો** વખત— | ૪. ગયો વખત પાછો આવતો **નથી.** |

'ફરતાં ફરતાં,' 'દોડતું દોડતું,' 'નાહીને,' 'પહેરીને,' 'ગયો'—એ બધાં પદો ક્રિયા બતાવે છે, પરંતુ કહેવાનો અર્થ પૂરો કરતાં નથી. કહેવાનો અર્થ બરાબર સમજાવવા માટે કેટલાક શબ્દો ઉમેરવા પડે છે. એ ઉમેરેલા શબ્દોમાં ક્રિયાપદ આવે છે ત્યારેજ વાક્ય બને છે; કેમકે ક્રિયાપદ વગર વાક્ય બની શકતું નથી.

જે પદો **ક્રિયા બતાવે** છે, પરંતુ જે ક્રિયાપદની પેઠે **વાક્ય બનાવતાં નથી,** તે **કૃદન્ત** કહેવાય છે.

## પ્રશ્નો

૧. નીચેનાં વાક્યોમાં અવ્યય બતાવોઃ—

તમારા ગામનું દૂધ પણ ખરાબ હોવું જોઈએ. આપ એમના ઉપર શા માટે ગુસ્સે થાઓ છો? જ્યાં રેતીનાં રણ હોય છે ત્યાં વારંવાર મૃગજળ નજરે પડે છે.

૨. અવ્યય અને વિશેષણની વચ્ચે શો ફેર છે?

૩. જે પદના રૂપમાં ફેરફાર ન થાય તે અવ્યય, એમ અવ્યયનો અર્થ સમજાવીએ તો તે બરાબર છે? શા માટે?

૪. કૃદન્ત અને ક્રિયાપદની વચ્ચે શો ફેર છે?

૫. નીચેનાં વાક્યોમાં કૃદન્ત અને અવ્યય બતાવોઃ—

પછી તેમણે ત્યાં બળતા ઘરની આજુબાજુનો કેટલોક ભાગ તોડી પાડી આગને વધતી અટકાવી.

પરમેશ્વર કેવો હશે અને ક્યાં રહેતો હશે?

ખેડુતો હાલ સવારમાં જઈ કરાંઠી, ખુંપરાં, વગેરે ખોદે છે અને ખેતરો સાફ કરે છે.

---

## પાઠ ૯મો

### પદચ્છેદ અને તેના નમુના

હવે તમે પદના બધા વિભાગો વિષે શીખી ગયા. એ વિભાગને **પદચ્છેદ** કહે છે. 'છેદ' એટલે ભાગ કે વિભાગ. પદચ્છેદ=પદના વિભાગ. પદચ્છેદ નીચે પ્રમાણે છેઃ-

નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, કૃદન્ત, અવ્યય.

વિચાર કરશો તો માલમ પડશે કે નામ, ક્રિયાપદ, અને અવ્યય, એ ત્રણ પદચ્છેદ મુખ્ય છે. સર્વનામ નામને ઠેકાણે વપરાતા શબ્દ છે અને વિશેષણ નામ કે ક્રિયાપદનો ગુણ બતાવે છે, તેથી તેની સાથે જોડાયલાં પદ છે.

હવે નીચે પદચ્છેદના નમુના આપ્યા છે તે વિચારશો, એટલે તમે તમારી મેળે પદચ્છેદ કરી શકશો.

**૧. કોહલો પાછો ઘેર આવ્યો, તે જોઈ બીજાં પશુઓને ઘણું આશ્ચર્ય લાગ્યું** (૪થી ચોપડી, પાઠ ૪૩મો).

કોહલો—નામ.
પાછો—ક્રિયાવિશેષણ.
ઘેર—નામ.
આવ્યો—ક્રિયાપદ.
તે—સર્વનામ.
જોઈ—કૃદન્ત.
બીજાં—વિશેષણ.
પશુઓને—નામ.
ઘણું—વિશેષણ.
આશ્ચર્ય—નામ.
લાગ્યું—ક્રિયાપદ.

**૨. તે બધાં તેને વીટળાઈ વળ્યાં અને શો ઉપાય કરી પાછો આવ્યો તે વાત પૂછવા લાગ્યાં.**

તે—સર્વનામ.
બધાં—સર્વનામ. } એ પદો 'પશુઓ' માટે વપરાયાં છે.

તેને—સર્વનામ ('કોહલા'ને માટે મૂક્યું છે).

વીટળાઈવળ્યાં—ક્રિયાપદ (વીટળાઈને વળી ગયાં એવો અર્થ નથી, બે શબ્દથી ચારે તરફ ફરી વળવાની એકજ ક્રિયા સમજાય છે; માટે એ બે પદ એકઠાં લેવાં).

અને—અવ્યય (બે વાક્યોને જોડે છે—'તે બધાં તેને વીટળાઈ વળ્યાં,' તથા 'શો ઉપાય કરી પાછો આવ્યો તે વાત પૂછવા લાગ્યાં.')

શો—વિશેષણ, 'ઉપાય'નો ગુણ બતાવે છે.

ઉપાય—નામ.

કરી—કૃદન્ત.

પાછો—ક્રિયાવિશેષણ.

આવ્યો—ક્રિયાપદ.

તે—સર્વનામ, વિશેષણ તરીકે વપરાયું છે, 'વાત'નો ગુણ બતાવે છે.

વાત—નામ.

પૂછવા—કૃદન્ત.

લાગ્યાં–ક્રિયાપદ.

**૩. એ સાંભળીને તે સર્વ બોલ્યાં, ખરે, બુદ્ધિ આગળ બળ પાણી ભરે છે.**

એ–સર્વનામ (આગલા વાકયમાં 'વાત' નામ વાપર્યું છે તેને બદલે આવ્યું છે).

સાંભળીને–કૃદન્ત (સાંભળવાની ક્રિયા બતાવે છે, પણ એથી કહેવાનો અર્થ પૂરો થતો નથી. 'એ સાંભળીને' એટલાથી વાકય બનતું નથી. 'તે સર્વ બોલ્યાં' એમ 'બોલ્યાં' ક્રિયાપદ વાપરવું પડે છે).

તે–સર્વનામ. }
સર્વ–સર્વનામ. } 'પશુઓ'ને માટે મૂકયાં છે.

બોલ્યાં–ક્રિયાપદ.

ખરે–અવ્યય.

બુદ્ધિ–નામ.

આગળ–અવ્યય ('બુદ્ધિ' એ નામની સાથે જોડાયલું પદ છે).

બળ–નામ.

પાણી–નામ.

ભરે છે–ક્રિયાપદ ('ભરે'ને 'છે' જોડાયલાં છે, એક અર્થ નીકળે છે, માટે ભેગાં લેવાં).

**૪. તમે સહેજ વિચાર કરશો તો જણાશે કે આપણને તેમ કરવાનો કંઈ હક નથી** (૪થી ચોપડી, પાઠ ૩૩મો).

તમે–સર્વનામ.

સહેજ–વિશેષણ ('વિચાર'નો ગુણ બતાવે છે).

વિચાર–નામ.

કરશો–ક્રિયાપદ.

તો–અવ્યય ('તમે સહેજ વિચાર કરશો' અને 'જણાશે કે ... નથી,' એ વાકયો વચ્ચે સંબંધ બતાવે છે).

જણાશે–ક્રિયાપદ.

કે—અવ્યય ('જાણુશે' અને 'આપણને... નથી,' એ વાક્યો વચ્ચે સંબંધ બતાવે છે).

આપણને—સર્વનામ (બોલનાર પોતાની સાથે બીજાને લઈ બંનેને માટે 'આપણે' વાપરે છે).

તેમ—મૂળ અવ્યય છે; પણ આ ઠેકાણે સર્વનામની પેઠે વપરાયું છે. 'તેમ' ના અર્થ 'તે' છે.

એનો અર્થ 'તેવી રીતે' એમ લઈએ તો અવ્યય છે.

કરવાનો—કૃદન્ત.

કંઈ—સર્વનામ, વિશેષણ તરીકે વપરાયું છે; 'હક'નો ગુણ બતાવે છે.

હક—નામ.

નથી—ક્રિયાપદ. એમાં 'છે' ને 'નહિ' એ બે શબ્દો છે; તેમાં 'છે' ક્રિયાપદ અને 'નહિ' અવ્યય છે. નથી—નકાર બતાવનારૂં ક્રિયાપદ છે.

## પાઠ ૧૦મો

### વાક્યના ભાગો જુદા પાડવા

હવે તમે વાક્યમાં તમામ જાતનાં પદો ઓળખતાં શીખ્યા. એ પદો એક બીજા સાથે જોડાયલાં છે, તેનું તમને કંઈક જ્ઞાન થયું હોવું જોઈએ. વ્યાકરણને ભાષા સાથે સંબંધ છે, તેનો હવે તમને કંઈક ખ્યાલ આવ્યો હશે.

વાક્યમાં જેટલાં પદ દેખાય છે તેટલાં પદોનાં છૂટાં શાં નામ છે તે આપણે જોયું. પદચ્છેદ કેટલા છે, પદોના કેટલા ભાગ છે, ને તે દરેકનું શું નામ છે, તે આપણે જોઈ ગયા.

બીજી રીતે વિચાર કરીએ તો હરકોઈ વાક્યના બેજ ભાગ થઈ શકે છે. તમે જાણો છો કે આપણે આપણા વિચાર ભાષા મારફતે દર્શાવીએ છીએ અને વિચારના મુખ્ય બેજ ભાગ છે. આપણે કોઈકને વિષે કંઈક વિચારીએ કે મનમાં લાવીએ છીએ, એવું દરેક વાક્યમાં હોય

છે. પ્રથમ, નાનાંમાં નાનાં વાક્યો લઈએ અને તેના ભાગ પાડીએ. 'કોને વિષે' અને 'શું કહ્યું છે' એમ દરેક વાક્યના ભાગ પાડવા.

| કોને વિષે | શું કહ્યું છે? |
|---|---|
| (તું) | જા. |
| ઘોડો | દોડે છે. |
| ગાય | ચરે છે. |

જેને વિષે કહીએ છીએ તે **ઉદ્દેશ્ય** અને જે કહીએ છીએ તે **વિધેય** કહેવાય છે.

| ઉદ્દેશ્ય | વિધેય |
|---|---|
| (તું) | જા. |
| ઘોડો | દોડે છે. |
| ગાય | ચરે છે. |
| છોકરો | ઊંઘે છે. |
| ગુરુ | બેઠા છે. |

આ પ્રમાણે સાદામાં સાદો વિચાર ઉપર પ્રમાણે ટૂંકાં વાક્યોમાં બતાવાય છે.

તમે જાણો છો કે ક્રિયાપદ વગર વાક્ય બનતુંજ નથી અને ક્રિયાપદને કર્તા હોવોજ જોઈએ. તે કર્તા આપેલો હોય કે સમજી લેવાનો હોય ('જા,' 'બેસ,' વગેરેમાં સમજી લેવાનો છે).

ઉપલાં વાક્યોમાં છે તેમ સાદામાં સાદો વિચાર હમેશ બે પદથીજ દર્શાવાતો નથી.

તે છે (કેવો છે?)
ઘર દેખાય છે (કેવું દેખાય છે?)
તે કહેવાય છે (કેવો કહેવાય છે?)
તે નિમાયો (કયે પદે નિમાયો?)

ઉપરનાં જેવાં વાકયોમાં વિચાર પૂરા દર્શાવવા વધારે શબ્દોની જરૂર છે, તે નીચે પ્રમાણેઃ—

| ઉદ્દેશ્ય | વિધેય |
|---|---|
| તે | **ડાહ્યો** છોકરો છે. |
| ઘર | **સુંદર** દેખાય છે. |
| તે | **ઠરેલ** કહેવાય છે. |
| તે | **પ્રધાન** નિમાયો. |

ઉપલાં વાકયોમાં મોટા છાપેલા શબ્દ ક્રિયાપૂરક છે; કેમકે એના વગર ક્રિયાનો અર્થ અધુરો રહે છે. વળી નીચેનાં વાકયોમાં પણ અર્થ અધુરો છેઃ—

હું કરૂં છું (શું કરૂં છું?)
છોકરો લખે છે (શું લખે છે?)
તેણે પાડી નાખ્યો (કોને પાડી નાખ્યો?)
શિક્ષક શિખવે છે (કોને? શું?)
વજીર કહે છે (કોને? શું?)

એ વાકયોમાં વિચાર પૂરા દર્શાવવા વધારે શબ્દો નીચે પ્રમાણે ઉમેરવા પડે છેઃ—

હું **કામ** કરૂં છું.
છોકરો **કાગળ** લખે છે.
તેણે **છોકરાને** પાડી નાખ્યો.
શિક્ષક **શિષ્યને વ્યાકરણ** શિખવે છે.
વજીર **રાજાને વૃત્તાન્ત** કહે છે.

ઉપલાં વાકયોમાં મોટા છાપેલા શબ્દો ક્રિયાપૂરક છે અને તે કર્મ છે. ક્રિયાપદો સકર્મક છે.

ઉપરનાં વાક્યોના ભાગ નીચે પ્રમાણે પાડવાઃ—

| ઉદ્દેશ્ય | વિધેય |
|---|---|
| હું | કામ કરૂં છું. |
| છોકરો | કાગળ લખે છે. |
| તેણે | છોકરાને પાડી નાખ્યો. |
| શિક્ષક | શિષ્યને વ્યાકરણ શિખવે છે. |
| વજીર | રાજાને વૃત્તાન્ત કહે છે. |

ઉપલાં વાક્યોમાં વિધેયના બે પેટા ભાગ થઈ શકે છેઃ—ક્રિયા અને ક્રિયાપૂરક. પેટા ભાગો નીચે દર્શાવ્યા છેઃ—

| ઉદ્દેશ્ય | વિધેય | |
|---|---|---|
| | ક્રિયા | ક્રિયાપૂરક |
| હું | કરૂં છું | કામ |
| છોકરો | લખે છે | કાગળ |
| તેણે | પાડી નાખ્યો | છોકરાને |
| શિક્ષક | શિખવે છે | ૧. વ્યાકરણઃ ૨. શિષ્યને |
| વજીર | કહે છે | ૧. વૃત્તાન્તઃ ૨. રાજાને |

હવે ઉપરનાં જેવાં સાદામાં સાદાં વાક્યોમાં ઉદ્દેશ્ય, વિધેય, અને ક્રિયાપૂરક તરીકે કઈ જાતનાં પદો આવી શકે છે તેનો વિચાર કરીએ. નીચેનાં વાક્યો તપાસો.

| | ઉદ્દેશ્ય | વિધેય |
|---|---|---|
| (નામ) | રાજાજી | જાય છે. |
| (સર્વનામ) | તે | જાય છે. |
| (વિશેષણ) | સાચું | વહાલું છે. |
| (કૃદન્ત) | કહેવું | સહેલું છે. |

તમે જોશો કે ઉદ્દેશ્ય તરીકે નામ, સર્વનામ, વિશેષણ (નામ તરીકે વપરાય ત્યારે), અને કૃદન્ત (નામ તરીકે વપરાય ત્યારે) આવે છે.

વિધેયમાં ક્રિયા અને ક્રિયાપૂરક હોય છે. ક્રિયા બતાવનાર પદ ક્રિયાપદ છે. ક્રિયાપૂરક શબ્દો કેવા હોઈ શકે તે નીચલાં વાક્યો પરથી સમજાશે:—

૧. મહેલ રમણીય છે.
૨. નિશાળ ભવ્ય દેખાય છે.
૩. વર્ષ સારૂં નિવડ્યું.
૪. હિમાલય પર્વત છે.
૫. તે ત્યાં છે.
૬. સુરત કિનારે છે.
૭. છોકરો પુસ્તક વાંચે છે.
૮. ગુરુ શિષ્યને વિનય શિખવે છે.

એ વાક્યોના ભાગો નીચે દર્શાવ્યા છે:—

| ઉદ્દેશ્ય | વિધેય | |
|---|---|---|
| | ક્રિયા | ક્રિયાપૂરક |
| મહેલ | છે | રમણીય (વિશેષણ) |
| નિશાળ | દેખાય છે | ભવ્ય (વિશેષણ) |
| વર્ષ | નીવડ્યું | સારૂં (વિશેષણ) |

| ઉદ્દેશ્ય | વિધેય | |
|---|---|---|
| | ક્રિયા | ક્રિયાપૂરક |
| હિમાલય | છે | પર્વત (નામ) |
| તે | છે | ત્યાં (અવ્યય) |
| સુરત | છે | કિનારે (નામ) |
| છોકરો | વાંચે છે | પુસ્તક (નામ, કર્મ) |
| ગુરુ | શિખવે છે | વિનય (નામ, કર્મ) |
| | | શિષ્યને (નામ, કર્મ) |

ક્રિયાપૂરક શબ્દો નામ, કે વિશેષણ, કે અવ્યય હોય છે.

ઉદ્દેશ્ય કે વિધેય વિષે આપણે વધારે હકીકત કહેવી હોય તો તે હકીકત કહેનારા શબ્દો વાપરીએ છીએ. દાખલા તરીકે,

'રાજાજી જાય છે.' કયા–કેવા રાજાજી જાય છે? **'આપણા રાજાજી,' 'શાણા રાજાજી.'** આમાં 'આપણા' અને 'શાણા' એ ઉદ્દેશ્યના અર્થમાં વધારો કરે છે, માટે **ઉદ્દેશ્યવર્ધક** કહેવાય છે.

'રાજાજી જાય છે.' કેવી રીતે જાય છે? **'ઘોડા ઉપર,' 'હાથી ઉપર.'** આ શબ્દો વિધેયના અર્થમાં વધારો કરે છે, માટે **વિધેયવર્ધક** કહેવાય છે.

જેમાં ઉદ્દેશ્યવર્ધક અને વિધેયવર્ધક હોય એવાં વાક્યોના ભાગો નીચે પ્રમાણે પડે છે:—

**૧. તે મુસલમાન ફકીર જંગલમાં એકાન્ત જગાએ રહેતો હતો.**

| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|
| | | ક્રિયા | પૂરક | |
| ફકીર | ૧. તે<br>૨. મુસલમાન | રહેતો હતો | | ૧. જંગલમાં<br>૨. એકાન્ત જગાએ |

**૨. તે રાજા રોજ ઈશ્વરની ભક્તિ કરતો.**

| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|
| | | ક્રિયા | પૂરક | |
| રાજા | તે | કરતો | ઈશ્વરની ભક્તિ | રોજ |

૩. શ્રાવક લોકનો પોતાના ધર્મ પર પ્રેમ સારો હોય છે.

| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|
| | | ક્રિયા | ક્રિયાપૂરક | |
| પ્રેમ | ૧. શ્રાવક લોકનો<br>૨. પોતાના ધર્મ પર | હોય છે | સારો | |

૪. પોતાનો ઘણો મુલક પાછો મેળવી આખરે પ્રતાપ મરણ પામ્યો.

| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|
| | | ક્રિયા | ક્રિયાપૂરક | |
| પ્રતાપ | | પામ્યો | મરણ (કર્મ) | ૧. આખરે<br>૨. પોતાનો ઘણો મુલક પાછો મેળવી |

૫. એક વખત અકબર પાદશાહે મોકલેલો એક જાસુસ પ્રતાપની હાલત જોવા ગયો.

| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|
| | | ક્રિયા | ક્રિયાપૂરક | |
| જાસુસ | ૧. અકબર પાદશાહે મોકલેલો<br>૨. એક | ગયો | | ૧. એક વખત<br>૨. પ્રતાપની હાલત જોવા |

## અંગ્રેજીમાં આપેલા અભિપ્રાયનું ભાષાન્તર

રા. કે. પિ. ત્રિવેદીનું 'લઘુ વ્યાકરણ' મેં ઘણા આનન્દથી અને રસપૂર્વક વાંચ્યું છે. આવા પુસ્તકની ઘણી જરૂર હતી અને તે તૈયાર કરી એમણે સાહિત્યની ઘણી કીમતી સેવા બજાવી છે. અત્યાર સુધી ગુજરાતી નિશાળનાં છોકરાંને માત્ર વ્યાકરણના તૈયાર નિયમોજ શિખવાતા, તેથી એ વિષય તેમને નીરસ અને ગુંચવણીઓ લાગતો. પોતાની વિદ્વત્તાની સાથે રા. ત્રિવેદીમાં ગુજરાતી બાળકોના મનની શક્તિ કેટલી છે અને તેને અનુસારે એ વિષયનું જ્ઞાન તેમને કેવી રીતે આપી શકાય તેનું જ્ઞાન છે; તેથી પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓને પોતાની માતૃભાષાની રચના જેવા અગત્યના વિષયમાં રસ પડે અને શિક્ષણ મળે એવી ગુજરાતી ભાષાના વ્યાકરણની માર્ગોપદેશિકા તૈયાર કરવામાં તેઓ સફળ થયા છે. એ પુસ્તક હવે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર થયું છે એમ જાણી હું રાજી થયો છું અને મને ખાતરી છે કે હાલ વપરાતાં બીજાં બધાં વ્યાકરણોને બદલે હવે એ વ્યાકરણ વપરાશે.

(જે. એફ. સ્ટીલ) J. F. STEELE, M. A., D.D., J. P., Mission, Surat

## ભાષાન્તર

ગુજરાતી ભાષાનું 'લઘુ વ્યાકરણ' ભાગ ૧લો તથા ૨જો, એ બે નાનાં પુસ્તક આ ઇલાકાની પ્રાથમિક શાળાના ૪થા અને ૫મા ધોરણના ઉપયોગને માટે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર થયાં છે તે જાણી હું ખુશ થયો છું.

માત્ર ગોખણપટ્ટીની જૂની શૈલી પર રચાયલાં, પ્રચલિત ગુજરાતી વ્યાકરણ ઘણાં વર્ષ થયાં આપણે જોઈએ છીએ, તેનાથી આ લઘુ પુસ્તક તદ્દન નવીન શૈલી પર લખાયલાં છે. બાળકોને માટેનાં આ લઘુ પુસ્તક શાસ્ત્રીય પદ્ધતિ પર બુદ્ધિનો વિકાસ થાય એવી રીતે રચવામાં આવ્યાં છે.

વ્યાકરણની સાથે વાક્યપૃથક્કરણમાં પ્રવેશ કરાવ્યો છે તેથી ભાષાની રચના બાળક બહુ સારી રીતે સમજી શકશે.

રા. કમળાશંકર જેવા સંસ્કૃત અને ગુજરાતી ભાષાના પાકટ વિદ્વાન્ અને અભ્યાસકજ શાસ્ત્રીય પદ્ધતિ ઉપર અને તેનીજ સાથે પ્રાથમિક શાળાને માફક થાય એવાં નાનાં પુસ્તક રચી શકે.

JAMSHEDJI A. DALAL, M. A., LL. B.

મુંબઈ, } ખાન બહાદુર જમશેદજી અરદેશર દલાલ

## ભાષાન્તર

જુનાગઢ, ૧૭મી એપ્રિલ ૧૯૧૬

જે ગુજરાતી બાળક માટે આ પુસ્તક રચેલાં છે તેમને માટે તે ઘણાં ઉપયોગી છે એમ મારૂં માનવું છે અને તથી મારા હાથ નીચેની પ્રાથમિક શાળામાં તે દાખલ કરવામાં આવ્યાં છે.

(રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા) C. H. PANDYA, B. A.,
Chief Educational Offcer

આ ચોપડીઓ જોઈને હું બહુ પ્રસન્ન થયો છું. ગુજરાતી ભાષામાં વ્યાકરણની પરિભાષાને જો કોઈએ તેના ખરા રૂપમાં સમજાવી હોય તો તેમાં હું આપનું નામ પ્રથમ મૂકું છું. નાનાં છોકરાંને ગુજરાતી ભાષાના વ્યાકરણનું જ્ઞાન આપતાં પણ પાણિનિની રચના આપે ધ્યાનમાં રાખી છે એ ઓછી વાત નથી.

વ્યાકરણ સારૂં લખી શકે એવો ગુજરાતી વિદ્વાન્ કોણ છે એમ મને પૂછવામાં આવતું ત્યારે હું આપનુંજ નામ આપતો હતો. મને એક વખત આ કામ સોંપવામાં આવતાં પણ મેં પોતે વ્યાકરણ લખવાની ના પાડી તે માટે આપના નામને આગળ મૂકયું હતું. આ પુસ્તકો જોઇને મને આનન્દ થાય છે કે ગુજરાતમાં જે ખોટ ઘણા દિવસથી કહેવાતી આવે છે તે હવે પૂરી થશે.

વડોદરા,<br>૧૫-૧૦-૧૬

**છોટાલાલ નરભેરામ,**<br>'કેળવણી'ના માજી તન્ત્રી

આ બે ભાગ ચોથા અને પાંચમા ધોરણના શિષ્યોને ક્રમશઃ યોગ્ય પથ્ય આપે એવાજ—તેમની બુદ્ધિ ગ્રહણ કરે એવા છે. સુશિક્ષિત શિક્ષકો જોઈ શકશેજ કે આ લઘુ વ્યાકરણથી તેમની એ વિષયની આરંભક મુશ્કેલીઓ કેવી ટળી જાય છે. પાયો કેમ નાખવો, તે પર ચણતર કેવી રીતે કરવું, વ્યાકરણ વિષયમાં આ વાત તેમના મગજમાં ઊતરી જાય એવી પદ્ધતિથી લઘુ વ્યાકરણની આલેખણી થયેલી મારા અવલોકનમાં આવેલી છે.

આ લઘુ વ્યાકરણમાં અપૂર્વ જોવાનું એ મળ્યું છે કે કોઈ ઠરેલ, ભાષાશાસ્ત્રવિશારદ વિદ્યાગુરુ શિષ્યોને માતૃભાષાના વાઙ્મયનું પયઃપાન કરાવતો હોય તેમ તેમને સમજ પડે ધ્યાનમાં ઊતરે એ રીતે વ્યાકરણનો પ્રારંભ કરાવ્યો છે, આપના લઘુ વ્યાકરણની રચના એવી છે કે કોઈ પણ સારૂં વાંચી લખી જાણતો બુદ્ધિશાળી વિદ્યાર્થી શિક્ષકને અભાવે પણ વ્યાકરણનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે તો શિક્ષકની સહાય્યવાળો શિષ્ય તે કરી શકે એમાં શું આશ્ચર્ય ?

......આપની આ નવીન કૃતિ માટે આપને અભિનંદન આપી ધન્યવાદ દઈ કહું છું કે આપનો પ્રયાસ સ્તુત્ય, ગુજરાતી ભાષાના અભ્યાસીઓને બહુજ ઉપયોગી, વ્યાકરણના જ્ઞાનમાં વૃદ્ધિ કરાવનારો, જિજ્ઞાસુઓના મનની તૃપ્તિ કરનારો, વિદ્વાનોને સંતોષ આપનારો નિર્વિવાદ નીવડશે એવો મારો અભિપ્રાય છે. ખામીની દૃષ્ટિએ જોનાર અર્ધ (જ્ઞાન)-દગ્ધ પુરુષો ઈશ્વરની કૃતિમાં દોષ દેખે છે. જેમ કીડી સ્વર્ણમંદિરમાં દર શોધે છે તેમ થશે તો તે સામે સુજ્ઞ ગુણવાન્ પુરુષોએ જોવાનું નથી. તેઓ એ વાતની ઉપેક્ષા કરશે એમ આપની કૃતિ માટે હું માનું છું. ગુજરાતી વ્યાકરણનું ફળરૂપ કાર્ય સંપૂર્ણ કરવા ઈશ્વર આપને દીર્ઘાયુષ્ય આપો. પ્રભુ પાસે એજ નમ્રપણે યાચી વિરમું છું.

**અમદાવાદ, સંવત્ ૧૯૭૨,**<br>વિજ્યાદશમી, શુક્રવાર

**ગણપતરામ રાજારામ ભટ્ટ**

(ભાષાન્તર)

મેં તમારા ગુજરાતી ભાષાના 'લઘુ વ્યાકરણ'ના બંને ભાગ વાંચ્યા છે. વિષય સમજાવવા માટે તમે કેન્દ્રાનુસારી પદ્ધતિ પ્રયોજી છે તે સંપૂર્ણ પસંદ કરૂં છું અને આગલાં સર્વ વ્યાકરણ કરતાં એ પદ્ધતિને લીધે એ ઘણું ઉત્કૃષ્ટ છે એમ મારૂં માનવું છે............તમે જે બે પુસ્તકો તૈયાર કર્યા છે તેનાથી વધારે સારાં પુસ્તકો ખાતું પસંદ કરી શકે એમ હું ધારતો નથી. ગુજરાતી ભાષાના વ્યાકરણના મૂળતત્ત્વનું એમાં અદ્ભુત સ્પષ્ટતા અને ચોકસાઈથી વિવરણ કરવામાં આવ્યું છે.

A. B. DHRUV

(પ્રોફેસર **આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ**, એમ.એ., એલ એલ. બી., સંસ્કૃત
અમદાવાદ ૧૦-૧૧-૧૬ પ્રોફેસર, ગુજરાત કૉલેજ)

આપના તરફથી "ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ" ભાગ ૧લો તથા ૨જો આવ્યો છે. બેઉ ભાગ ઘણા પ્રિય લાગ્યા છે. આજ સુધીમાં છ વ્યાકરણો જુદા જુદા ગ્રન્થકારોએ કરેલાં છે......તે સર્વ કરતાં આપનું 'ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ' શ્રેષ્ઠ છે, કારણ કે ભાષા ઉપરથી વ્યાકરણ બનેલું હોય છે એવું કોઈ પણ વ્યાકરણકારે દર્શાવ્યું નથી અને તેમાં વિદ્યાર્થી શીખી શકે અને યાદ રાખી શકે એવું વ્યાકરણ આપેજ પ્રકટ કર્યું છે.....ગુજરાતી ભાષાની વ્યાકરણની ખોટ તમે પૂરી પાડી છે. ગુજરાતી મધ્યમ તથા બૃહદ્ વ્યાકરણ જલદી તૈયાર થાય એવું હું ઇચ્છું છું.

અમદાવાદ } **રેવાશંકર અંબારામ ભટ,**
તા૦ ૧૧-૧૧-૧૬ } રિટાયર્ડ આસિસ્ટન્ટ ડેપ્યુટિ એડયુકેશનલ ઇન્સ્પેકટર

અત્યાર સુધીમાં ગુજરાતી ભાષાનાં કેટલાંએક નાનાંમોટાં વ્યાકરણો મારા જોવામાં આવ્યાં છે; પરંતુ તેઓમાં કોઈમાં કલ્પિત કે અયથાર્થ પારિભાષિક શબ્દો જણાય છે. પણ આપના સંસ્કૃત ભાષાના વ્યાકરણના પરિપક્વ જ્ઞાનને લીધે તેવી ન્યૂનતા જોવામાં આવતી નથી, એટલુંજ નહિ, પરંતુ ઉચ્ચ કક્ષાના શિષ્યોને શિક્ષણના આપના અનુભવનો ઉપયોગ આમાં થવાથી તે અનેક પ્રકારે વિદ્યાર્થીઓને તેમજ ઇતર વર્ગને બહુ ઉપયોગી થાય તેમ છે. વળી તે એવી સરળ ભાષા અને રચનાથી લખાયું છે કે વ્યાકરણ જેવો નીરસ લાગતો વિષય અભ્યાસકોને કઠિન ન પડે.

સંક્ષેપમાં, શાળાઓમાં જો આ વ્યાકરણો ચલાવવામાં આવે તો ગુજરાતી વ્યાકરણમાં ભૂલભરેલા સંસ્કારો પડતા બંધ થશે અને અન્ય કેટલેક સ્થળેથી તે દૂર થશે.

**રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી**, બી. એ.